૪૩૫૯

# મોક્ષસુધા તરંગીણી.

રચનાર

શ્રીમત પરમહંસ પરિવ્રાજકાચાર્ય વર્ય

સ્વામી શ્રી મહાત્માનંદ સરસ્વતી.

પ્રસિદ્ધ કર્તા

વાલજી લક્ષ્મીરામ દવે.

ડીપ્યુટી ન્યાયાધીશ વળા.

અમદાવાદમાં.

મામાની હવેલીમાં યુનાઇટેડ પ્રીન્ટીંગ અને જનરલ

એજન્સી કંપની "લિમિટેડ" ના પ્રેસમાં

રણછોડલાલ ગંગારામે છાપ્યો.



સંવત ૧૯૪૫. સને ૧૮૮૯.

કીંમત રૂ ૦-૬-૦.

# પ્રસ્તાવના.



રસાલંકાર અને નિતિ વિષયો ઉપર પૂસ્તકો લખી રહ્યા પછી ધર્મ વીશે ઘણા દીવસ વીચારો થતા હતા, ધર્મ શું ચીજ છે? મુક્તિ શેમાં છે? ધર્મ મુક્તિનાં સાધનો શું છે? કર્મોપાસના અને જ્ઞાન એમાં શું તફાવત છે? પ્રથમાચરણ કેવું કરવું? ફળ પ્રાપ્તી શું છે? એ બાબતો ઉપર વિચાર ઘોળાતા હતા. ઘણા દિવસ ગયા પછી શ્રીમત પરમહંસ પરી વ્રાજકાચાર્ય સ્વામીશ્રી સહજાનંદ તથા આત્માનંદ સરસ્વતીનો સમાગમ થયો. પ્રસંગોપાત તેમનાથી વ્યાખ્યાન સાંભળ્યાં. પંચદશી અને ગીતાનું શ્રવણ કર્યું. અને તે ઉપરથી જે જે વિષયો ઉપર વ્યાખ્યાન થતાં તેનો સંગ્રહ થાય તો સારૂં, એવા હેતુથી આ મારો વીચાર સ્વામીશ્રીને જણાવતાં સ્વામીશ્રી મહાત્માનંદ સરસ્વતીજીએ એક પોતાના વીચારોનું મરાઠીમાં રચેલું મોક્ષ સુધાતરંગીણીનું પુસ્તક બતાવ્યું. આ બધુ પૂસ્તક જોતાં મને જોઇતી બાબતોમાંની ઘણીખરી બાબતોનો તેમાં ખુલાસો હતો. અને તેથી એનુ ભાષાંતર કરી લઈ મેં તઇયાર કર્યું. આ પૂસ્તકની ઘણી ચર્ચા થાય ઘણી ટીકા થાય જાહેર વીચારો બહાર પડે તેવું જોવાને હું ઘણો ખુશી થઇશ. મને ઉમેદછે કે ધર્મજીજ્ઞાસુઓને આ પૂસ્તક મનપસંદ પડશે. એકેશ્વરી અને વેદાંન્ત સાર જાણવાવાળા જેને સંસ્કૃતનું જ્ઞાન નથી હોતું તેવા સજ્જનો આ ગ્રંથનો વીશેષ અંગીકાર કરશે એમ મારી ધારણા છે.

તા. ૧૩-૧૧-૮૯ વળા.

**વાલજી લક્ષ્મીરામ.**
ગ્રંથ કર્તા.



# મોક્ષ સુધાતરંગીણી.



## તરંગ પહેલો.

જેનો જટા ભાર ગંગાના વેગે ધ્રુજવાથી વાસુકિ ભયભિત થયો છે. અને જેનું મંદ મંદ હાસ્ય કરવાવાળી પાર્વતીએ આલિંગન કર્યું છે, તથા જેમાં પૂત્ર મિત્ર કલત્ર આદિને વિષે જે મોહ તેજ વમળ: કામ, ક્રોધ, લોભ, અહંકાર મમકાર આદિ જે ચિત્તવિકાર તેજ મહા મચ્ચર: જે નાના વિધ મહા રોગ તેજ તિમિતિ તિમંગલમત્સ્ય: જે ક્ષુધા તૃષા તેજ મોજાં: જે તાપ ત્રય તેજ વડવાનલ: પ્રિય જનના નાશ જેમાં છે એવી જે વાર્ત્તાઓ તેજ અવાજ: નિસ નિરંતર જે દુર્વાસના તેજ લીલ: અને વિષય જે તેજ વિષ છે જેમાં, એવો જે આ સંસાર સાગર, તેમાં પડવાથી જન્મ મૃત્યુ, જરા, આદિ દુઃખથી રોવાવાળા જે પ્રાણી, તેઓને પ્રસક્ષ દેખિને ભયભિત થએલા, અને શ્રદ્ધા ભક્તિપૂર્વક શંકરનું આરાધન કરી જેણે પ્રસાદ પ્રાપ્ત કરી લીધો છે; અને સદ્ સદ્વીવેક, વૈરાગ્ય, શમ, દમ, સન્યાસ આદિ સાધનથી યુક્ત એવા જે ભક્ત; તેઓએ કરેલા જે નમસ્કાર, તેથીજ તેઓના તરફ દૃષ્ટિ માત્રજ કરવાથી અજ્ઞાન ભસ્મ થયું છે જેનું, એવા જે નિર્વાણ ભક્ત તે છે ચોતરફ જેના, એવા જે સત્ચીત્ત પરમાનદ મૂર્ત્તિ શીવ તેને હું વંદન કરૂંછું.

હે! અમર વર તમારા જે ગુણ તેનો અંત નહીં જાણવાવાળો જે નર તેણે કરેલી તમારી સ્તુતી તમારા સદશ નહીં થશે તો એમાં શું આશ્ચર્ય છે!! કેમકે બ્રહ્માદિએ કરેલી તમારી સ્તુતી તમારા સદશ નથી. જો કદાચિત્ તમે કહેશો કે યથામતી કરેલી સ્તુતી નિર્દોષ છે; તો હે દિનાર્તીહર મારી જે આ મોક્ષ સુધાતરંગીણી રચવામાં મેહેનત છે તે પણ નિર્દોષજ છે.

હે ભગવન તમારો મહિમા મન તથા વાણીનો વિષય નથી.

વેદપણ અતદ્વ્યાવૃત્તિ કરીને ચકિત થયો, ત્યારે એવા જે તમે તેનું સ્તવન કરવું અને તમારા કેટલા ગુણ છે એ કોણ કહી શકે!! અને તમે કેના વિષય થઈ શકોછો? પરંતુ અર્વાચીન અર્થાત અવર (સગુણ) પદ વિષે આત્મહત્યારા સિવાય કેનું મન લાગતું નથી. અને કેની વાણી આ ઈચ્છા કરતી નથી કે પરમેશ્વરના ગુણનું કિર્તન કરવું જોઇએ. સંસારમાં ત્રણ પ્રકારના પુરૂષ છે ૧ મુક્ત ૨ મુમુક્ષુ ૩ અને વિષયી. મુક્ત—શુકસનક આદી જ્ઞાની જન સર્વ કાળ તમારા ગુણનું કિર્તન કરેછે; અને બ્રહ્માનંદનો અનુભવ કરતા છતાં સ્મરણ કરેછે કે આ બ્રહ્માનંદ પરમેશ્વરનીજ કૃપા છે. મુમુક્ષુઓને સંસારરૂપ રોગની ઔષધિ છે અને વિષયી—જનોને તમારાં ચરિત્ર વિહાર આદિ પરમપ્રિય છે. હે ભક્તપ્રિય! બ્રહસ્પતિ આદિકોએ કરેલી જે સ્તુતી તે આપને શું આશ્ચર્ય છે? તાત્પર્ય કંઈ આશ્ચર્ય નથી. કેમકે સમસ્ત પરમ અમૃતરૂપ મધુર કોમળ કોમળ વાણી સર્વ તમારીજ કથા છે. હે પરમેશ્વર મેં એવો નિશ્ચય કર્યોછે કે, તમારા ગુણોનું કથન કરી વાણી પવિત્ર કરવી. હવે મારી આ પ્રાર્થના છે કે હે શંકર! ભાલચંદ્ર! મારો બાલકવત્ હઠ જાણી તમે સર્વ પ્રકારે ક્ષમા કરશો. કેમકે ગ્રંથના આદિ અંત તથા મધ્યની નિર્વીઘ્ન રીતે સમાપ્તિ અને આસ્તિક માર્ગ પ્રવૃત્તિ માટેછે. (શિષ્ટાચારાનુમિત્ત અને શ્રુતિબોધિત જે ત્રણ પ્રકારનું મંગલ. નમસ્કાર. આશિર્વાદ વસ્તુનિર્દેશ થાય છે. તે અહીં સુધી આ મંગળાચરણ છે.)

વિદ્વજ્જનોને મારી એમ પ્રાર્થનાછે કે, જો મારૂં આ ભાષામાં લખેલું વેદ શાસ્ત્ર વિરૂદ્ધ હોય તો એનો અંગીકાર કરશો નહીં. એકાદ સ્થળે પુનરૂક્તી આદી દોષ હોય તો શુદ્ધ કરી લેશો. લખન પદ્ધતિ સારી નહીં હોય તો શુદ્ધ કરી લેશો. તાત્પર્ય શાસ્ત્રાનુસાર જેમ વિદ્વાન કહે તેમ કરી લેશો. અને આમાં પરમેશ્વરના સ્વરૂપનું જે ચિંતવન થાય છે તે ગુણનો માત્ર અવશ્ય અંગિકાર કરવો જોઇએ. એમાં કાંઈ વાણીની ચતુરાઈ નથી. બુદ્ધિ ભ્રમથી જો અન્યથા લખાઈગયું હોય, તો શુદ્ધ કરી લેવું. તાત્પર્ય સર્વ પ્રકારથી તમારે ક્ષમા કરવી જોઇએ. ગ્રંથ લખવાનો અભિપ્રાય એજ છે, ને ગીતામાં પણ ભગવાને કહ્યું

છે કે જે આ અત્યંત ગુહ્ય તત્વ મારા ભક્તોને સંભળાવશે તે મારે વિષે પરમ ભક્તિ કરીને સંશય રહિત થયો થકો મનેજ પામશે. મારા ભક્તોની આગળ કથન કરનારા કરતાં હાલ કોઇ મને વધારે સંતોષ પમાડનાર નથી. તેમજ કાળાંતરે પૃથ્વિ ઉપર તેનાથી મને વધારે પ્રિય બીજો કોઈ થશે નહીં. તથા શ્રીમદ્વીદ્યારણ્ય ભારતિ તીર્થોએ પંચદશીમાં કહ્યુંછે કે તેનુંજ ચિંતન તેનુંજ કથન આપસમાં તેનુંજ બોધન એવી રીતે એક પરત્વજ થવું એજ બ્રહ્માભ્યાસ કહેવાય છે* માટે મને આ ઉપાય સરસ લાગે છે.

આ મારો ગ્રંથ વિદ્વાનોએ શ્રદ્ધા ભક્તિ પૂર્વક કુતર્ક રહિત એકાગ્ર ચિત્તથી વેદ શાસ્ત્રાર્થજ્ઞ અને બ્રહ્મનીષ્ઠ એવા સદ્દગુરૂ પાસેથી શ્રવણ કરવો જોઈએ; નહીંતો મૂર્ખ વેષધારી તથા નીરક્ષર ભટ્ટાચાર્ય અર્થના અનર્થ કરશે.

આ ગ્રંથમાં કહેલા અનુષ્ટાન શ્રવણ કરવાવાળાની ઇચ્છા હોય તો, અનુષ્ટાન સાધન કરે અથવા ન કરે. જેમકે મદનથી વિહ્વળ થએલી સ્ત્રીને એકાંત સ્થળમાં ઇચ્છિત પુરૂષની પ્રાપ્તિ થયા છતાં તે ભોગની ઇચ્છા કરે અથવા નહિ કરે તાત્પર્ય તે સ્ત્રી કામાતુર થઇ છે તો એવા એકાંત સ્થળમાં ઇષ્ટની પ્રાપ્તી થવાથી સમાગમ કરશેજ. કરશે, એમજ આ ગ્રંથનું શ્રવણ કરવાવાળો મુમુક્ષુ નિરતિશય આનંદની પ્રાપ્તિ માટે આમાં કહેલાં સાધનો કરશેજ કરશે.

જે વિષય આ મોક્ષસુધા તરંગિણિમાં લખવાનો છું તેને સંગતિ માટે જ્યાં જ્ઞાન પ્રાપ્તિનાં ચાર સાધન છે, એમ લખ્યું છે, ત્યાં સુધી ઉપોદ્ઘાત (વાંછિત અર્થ મનમાં રાખી પ્રથમ અન્ય પ્રસંગ કહેવો) જ છે.

પેહેલાં જે એક ચૈતન્ય સદાનંદ શુદ્ધ બ્રહ્મ નીત્ય મૂક્ત છે. તેજ માયોપહિત થઇને ઇશ્વર ભાવને પ્રાપ્ત થયું ૧ ફરીથી તેજ ચૈતન્ય સમષ્ટિ સુક્ષ્મ ઉપાધિથી ઉપહિત હિરણ્યગર્ભત્વ થયું ૨ અને પાછું તેજ ચૈતન્ય સમષ્ટિ સ્થૂલ ઉપાધિ ઉપહિત વિરાટત્વ થાય છે.

---

* तीच्चिंतनमूतत्कथनमन्योन्यंतत्प्रबोधनम्
एतदेकपरत्वंच ब्रह्माभ्यासंविदुर्बुधा

૩ એવી ત્રણ ભાવનાઓને પ્રાપ્ત થઇ ગયું છે, અને તેજ ચૈતન્ય અ-વિદ્યોપહિત થઈ પ્રાજ્ઞત્વ ૧ વ્યષ્ટિ સુક્ષ્મ ઉપાધિ ઉપહિત તૈજસત્વ ૨ અને વ્યષ્ટિસ્થુલ ઉપાધિ ઉપહિત વિશ્વ. ૩ આ ત્રણ ભાવનાઓને પ્રાપ્ત થઈ નાના પ્રકારના જીવ થયા છે. પશ્ચાત તેજ ઈશ્વર જીવોના ૧ ધર્મ ૨ અર્થ ૩ કામ ૪ મોક્ષ માટે સૃષ્ટિ સ્થિતિ સંહારને કરેછે. ધર્મ આદિમાં મોક્ષ મુખ્ય અને ધર્મ આદિ ત્રણ ગૌણ છે. તથા ધર્મ આદિત્રણેના બે પ્રકારના ફળ છે. ૧ મુખ્ય ને ૨ પરંપરા. પરંપરા કરીને ત્રણેનું મોક્ષ ફળ છે. અને સ્વર્ગાદિ ગૌણ છે. સ્વર્ગ આદિ જે ફળ વેદમાં કહેલાં છે તે કેવળ રોચક છે, જેમ છોકરાંઓના કાનમાં વિંધ શોભા માટે કરવા અને તેને લાડવાની આશા આપવી વિંધ કરવાવાળાની જે ઈચ્છા છે, તે તો છે તેજ છે. વેદ શ્રુતિ માતા જેવી હિત કરવાની ઇચ્છાવાળી છે. જેમ એક છોકરો રસ્તાની માટી ખાતો હતો ત્યારે તેની માએ ઘણી વખતે નહિ ખાવા માટે કહ્યું; પણ તેણે માન્યું નહિં. આખરે માતા કહેવા લાગી કે, આ ગંગા મૃતિકા ઘણીજ સારી છે; માટે તું આ ખાનો જો. વિચાર કરીને જુઓ, માનો અભિપ્રાય ગંગા મૃતિકા ખવરાવવામાં નથી તો ર-સ્તાની મૃતિકા છોડાવવામાં છે. એમજ આ મૂર્ખ જીવ રસ્તાની મૃ-તિકાવત્ શબ્દ આદિ વિષયોને ઈષ્ટ માનેછે, માટે શ્રુતિએ વિચાર કર્યો કે, આ વિષયો કરતાં સ્વર્ગ આદિ ઘણાજ સારા છે. તાત્પર્ય શ્રુતિનું તાત્પર્ય મૂક્તિમાં છે આ હેતુથી મોક્ષજ મુખ્ય છે. જેમ કોઈ એક છોકરો રસ્તામાં વ્યર્થ ભટકતો ફરતો, વખત ઉપર નહિ મળતો ત્યારે તેના પિતાએ વિચાર કરીને છોકરાને કહ્યું કે અથ્યા તું જો બેઠો રહીશ, તો તુને અતિ ઉત્તમ વસ્તુ આપીશ. તાત્પર્ય જ્યારે કામ લાગશે ત્યારે તેડી લઈશ. એમજ આ મન યજ્ઞદાન આદીનું ફળ સ્વ-ર્ગાદિ તથા શબ્દ આદિ વિષયોમાં મૃગ તૃષ્ણાવત્ ભ્રમ પામી વ્યર્થ ફરતુ હતું. કોઈ કાળમાં પણ શમ પામતું નહીં, કે જેથી આત્મસ્વ-રૂપનો વિચાર કરી શકે. માટે શ્રુતિએ એકાગ્ર ચિત્ત થવા સારૂ ઉ-પાસના કહી. વિચાર કરીને જુઓ કે એકાગ્ર ચિત્ત થયા વગર શ્ર-વણ મનન નિદિધ્યાસન આ જે મુક્તિનાં સાધન તે થઇ શકતાં નથી.

એમજ અર્થ એટલે દ્રવ્યદ્વારા, જગતમાં પ્રસિદ્ધ થવું અને જગતનાં સુખ સમ્પાદન કરવાં આ ગૌણુ છે. ધર્મ, કથા શ્રવણુ, સત્સમાગમ તિર્થ યાત્રા સેવન, આ મુખ્ય ફળ છે. એમજ કામ સ્વસુખ માટે ભોજન, આનંદોદભવ માટે સ્ત્રી સંગ, અને સ્નાન વસ્ત્રાદિમાં જે સુખ બુદ્ધિ તે ગૌણુ છે. અને ધર્મથી ભોજન, શ્રવણુ આદિ કરવા માટે શરીર રક્ષા, વંશ વિસ્તાર માટે સ્ત્રી સંગ, આ કંઈ એક અંશથી મુક્તીનો હેતુ છે, માટે એનું પણુ પરંપરાદ્વારા મુખ્ય ફળ મોક્ષજ છે. તાત્પર્ય સંસારમાં મુખ્ય પુરૂષાર્થ મોક્ષજ છે. ઉપર કહેલા જે અવિદ્યોપહિત જીવ, તેમાંથી જેઓએ શ્રુતિ સ્મૃતિ જે પરમેશ્વરની આજ્ઞા તદનુસાર વર્તન કરેછે, તેઓને ઉપાસના માટે જેવી તેઓની મૂર્ત્તિમાન પરમેશ્વરની ઈચ્છા થઈ, તેમજ તે માયોપહિત ઈશ્વર બ્રહ્મા, વિષ્ણુ મહેશ, સૂર્ય, શક્તિ. ગણેશ આદિ રૂપ ધારણુ કરેછે, તે મર્ત્ય, કૈલાષ વૈકુંઠ આદિ લોક તથા ભક્તોના હૃદયમાં સદા વાસ કરેછે. શ્રુતિ સ્મૃતિ જે પરમેશ્વરની આજ્ઞા તદ્દનુસાર વર્તન કરવાથી અંતઃકરણુ શુદ્ધ થયું છે, જેનું, અને જે શમ, દમ, આદિ સાધનથી યુક્ત તથા મોક્ષની ઈચ્છા કરવાવાળા છે પરંતુ અતિ ગંભિર જે ઋગ્વેદ યજુર્વેદ. સામવેદ. અથર્વણુવેદ તેઓના વિચાર કરવામાં અસમર્થ છે; જેમ પદાર્થનું ભાન પ્રકાશ વગર થતું નથી, તેમજ વિચાર વગર જ્ઞાન થતું નથી; માટે એવા જે ભક્ત તેઓને બ્રહ્મત્વનો વિચાર કરવા સારૂ પરમાત્માએ અવતાર લઇને અર્જુનના નિમિત્તથી ગીતા શાસ્ત્ર રચ્યું છે. અને તેજ પરમાત્મા વેદોનારાયણુ વ્યાસજીનો અવતાર લઇને સ્કંદ આદિ અઢાર પૂરાણુ અને મહા ભારત આદિ ઇતિહાસ રચીને પ્રસંગાનુરૂપ ગીતા મહાભારતમાં લખી દીધી, અને વેદાન્ત વેદનું સિદ્ધાન્ત જે વેદનો શિરો ભાગ કહેવાયછે તે સુત્રરૂપ કરીને કથન કર્યો તાત્પર્ય અનેક શ્રુતિઓના અર્થ એકએક સૂત્રમાં સંક્ષેપથી કથન કર્યા, બ્રહ્મસૂત્ર (વેદવ્યાસ પ્રણિત બ્રહ્મમિમાંસા) તથા ગીતા (શ્રીમદ્ ભગવદ્ગીતા)નો અર્થ અતિ ગંભિર છે. ઈશ્વરનો અભિપ્રાય ઈશ્વરજ જાણે. અથવા જેની ઉપર તેની કૃપા હોય તે જાણે. પરંતુ કળિયુગના મૂઢ જીવોએ બ્રહ્મસૂત્ર તથા ગીતાનો અર્થ પોતાના

પાંડિત્ય બળથી સ્વસ્વમત્તાનુકુળ કર્યો; તેથી શ્રીકૃષ્ણ તથા વ્યાસો નારાયણનો અભિપ્રાય સિદ્ધ નહીં થયો. કારણ કે જ્ઞાનકાંડ જે મૂક્તિનો સાક્ષાત હેતુ તેનો લોપ થયો ત્યારે સંપૂર્ણ દેવતા બ્રહ્મા વિષ્ણુ આદિ એકઠા થઈ શ્રી શંકરના આગળ ગયા, પ્રાર્થના પૂર્વક સંપૂર્ણ વ્યવસ્થા કહી, ત્યારે પાર્વતિ પતિ શ્રી શંકર ભગવાને કહ્યું કે હું વેદ માર્ગ પ્રવૃત્તિ માટે અવતાર લઈશ. તમે પણ લેજો. તેજ શ્રીમત શંકરાચાર્ય મહારાજ, આ સંપૂર્ણ કથા ભવિષ્યોત્તર શિવ રહસ્ય પૂરાણમાં છે. તથા શંકર ચરિત્ર. શંકર દિગ્વીજય. શંકર વિજય સાર આદિ ગ્રંથોમાં છે. ત્યાં જોવી. તાત્પર્ય આજ કે ઉત્તમ બુદ્ધિવાળાઓ માટે શ્રી શંકરાચાર્યજીએ શારીરીક ભાષ્યાદિ મોટા મોટા ગ્રંથો રચ્યા અને મંદબુદ્ધિ વાળાઓ માટે આત્મબોધાદિ નાનાં નાનાં પ્રકરણ રચ્યાં હવે આ વખતમાં ગુરૂ તથા પરમેશ્વરને વિષે જેઓની ભક્તિ છે તથા આત્મબોધ આદિ પ્રકરણના વિચાર કરવામાં અસમર્થ એવા જે મુમુક્ષુ તેઓને સુખ પૂર્વક બ્રહ્મતત્વનો વિચાર કરવા માટે વેદનો સિદ્ધાંત તથા શ્રી શંકરાચાર્ય આદિ અનેક આચાર્યોના રચિત ગ્રંથોનું સાર અને શ્રીમદ ભગવત ગીતાનો અર્થ સ્વલ્પ રીતે આ મોક્ષસુધા તરંગિણીમાં હું શ્રી ગુરૂ કૃપાથી લખુંછું.

**જ્ઞાન પ્રાપ્તિનાં ચાર સાધન છે તે પ્રથમ લખુંછું.**

૧ વિવેક ૨ વૈરાગ્ય ૩ શમાદિષટક સંપતિ અને ૪ મુમુક્ષુતા હવે એનો અર્થ લખુછું ૧ વિવેક એટલે આ સંસારમાં નિત્ય વસ્તુ તથા અનિત્ય વસ્તુ શું છે એનો વિચાર કરતાં કરતાં નિશ્ચય કરવો કે આત્મા નિત્ય છે, તથા આત્મા સિવાય બીજી જે વસ્તુ તે અનિત્ય છે. ૨ વૈરાગ્ય—એટલે આ લોકના દ્રશ્ય પદાર્થ સ્ત્રી ચંદન માળા આદિ તથા પર લોકના શૃત અમૃત નંદન વન દેવાંગના આદિને અનિત્ય દુઃખરૂપ જાણિને મન પૂર્વક ત્યાગ કરવો, અને ત્યાગ નંતર તે માટે દિનતા ન કરવી, તથા બ્રહ્મ લોકને તૃણવત માનવું ૩ શમાદિષટક સંપત્તિ—એટલે ૧ શમ ૨ દમ ૩ ઉપરતિ ૪ તિતિક્ષા ૫ શ્રદ્ધા ૬ અને સમાધાન આ ૭ જેનો અર્થ આ પ્રમાણે છે.—૧ વેદાંત શાસ્ત્રના શ્રવણ મનન નિદિધ્યાસન સિવાય મન આદિ અંતઃકરણની વૃત્તિઓને

રૂંધી રાખવું. ૨ દેહ યાત્રા તથા શ્રવણાદિ સિવાય શ્રોત્રાદિ ઇંદ્રીઓને શબ્દાદિ વિષયથી રૂંધી રાખવી. ૩ ઉપરતિ એટલે યમ (૧ અહીંસા ૨ ચોરી ન કરવી ૩ સત્ય બોલવું ૪ બ્રહ્મચર્ય ૫ અપરિગ્રહ) નિયમ (૧ શૌચ ૨ સંતોષ ૩ તપ ૪ સ્વાધ્યાય ૫ ઈશ્વર પ્રણિધાન) આદિ સાધનથી યુક્ત થઈને અંતઃકરણનો નીરોધ કરી સન્યાસ કરવો. ૪ તિતિક્ષા—એટલે શ્રવણાદી કરવામાં જે જે સુખ દુઃખ થાય તે સહન કરવું. ૫ શ્રદ્ધા—એટલે ગુરૂ તથા વેદાંત વાકયમાં વિશ્વાસ રાખવો કે એ એમજ છે. ૬ સમાધાન—એટલે શ્રવણાદિ કાળમાં ચિત્ત એકાગ્ર રાખવું. એ શમાદિષટક સંપત્તિનો અર્થ થયો અને ૪ મુમુક્ષુતા-એટલે મુક્તિની નિત્યઈચ્છા રાખવી. મુક્તિ માટે આ ચાર સાધન મુખ્ય છે. અને બીજાં સાધનોનો એમાંજ અંતર્ભાવ છે. આ સાધન સારે પ્રકારે કર્યા છતાં બીજાં કરવાની કંઈ પણ ગરજ નથી.

૧ અધિકારી ૨ વિષય ૩ સંબંધ ૪ પ્રયોજન આ ચાર સાધનથી યુક્ત તે ગ્રંથ. આ ગ્રંથનો અધિકારી મુમુક્ષુ. જીવ બ્રહ્મની ઐકયતા તે વિષય. આ ગ્રંથ બોધક અને બ્રહ્મબોદ્ધ આ બેમાં બોદ્ધ બોધક ભાવ સંબંધ, સંપૂર્ણ શોક તથા દુઃખની નિવૃત્તિ પૂર્વક પરમાનંદ પ્રાપ્તિ એટલે મોક્ષ એ એનું પ્રયોજન છે.

ઘણાએક કેવળ પ્રત્યક્ષ પ્રમાણનોજ અંગીકાર કરીને પ્રશ્ન કરે છે કે તમે બ્રહ્મ બ્રહ્મ કહોછો તે ક્યાં છે? અને કેવું છે? તે મને બતાવો પણ એ વાત અતિ મૂર્ખતાની છે. કારણ કે જેમ કાંઈ એક વસ્તુના સદભાવ વિષે એક પ્રત્યક્ષ પ્રમાણ છે તેમજ અનુમાન આદિ બીજાં પ્રમાણો પણ છે. પ્રથમ તો પ્રત્યક્ષ પ્રમાણજ ૧ અંતર અને ૨ બહિર આ ભેદથી બે પ્રકારનું છે. બહિર, જ્ઞાનેદ્રિયથી શબ્દાદિ વિષયનું તથા પંચ મહાભૂતનું જ્ઞાન થાય છે. પરંતુ નેત્રથી રૂપ તથા પૃથિવ, આપ તેજનુંજ જ્ઞાન થાય છે. અને રૂપ વગર શબ્દાદિ ચાર વિષયનું તથા વાયુ આકાશનું જ્ઞાન નેત્રથી થતું નથી. અને અંતર સુખ દુઃખ ક્ષુધા શોક આદિનું જ્ઞાન અંતઃકરણથીજ થાય છે; તથા સુષુપ્તિમાં જે અજ્ઞાન તેનું જ્ઞાન સાક્ષી ચૈતન્યથીજ થાય છે. હવે પેહેલા પૂર્વ પક્ષકારને પુછવું જોઇએ કે, તમને જે સુખ

દુઃખ થાયછે, તે મને નેત્રથી જણાય તેવી રીતે દેખાડો. એમ પૂછતાં છતાં આપ કહેશો કે સુખ દુઃખ નેત્રથી જણાય એવી રીતે કોણ દેખાડી શકે ? તો તેને હું પણ કહુંછું કે બ્રહ્મ નેત્રથી દેખાય એવી રીતે કોણ દેખાડી શકે છે? પણ સુક્ષ્મદર્શી પુરૂષોને સુક્ષ્મ દૃષ્ટીથી તથા અંતર મુખવૃત્તિ હોવાથી પ્રત્યક્ષાદિ પ્રમાણોથી પ્રમેય ચૈતન્ય અપરોક્ષ થઈ શકે છે. વેદાંત શાસ્ત્રમાં છ પ્રમાણ છે. ૧ પ્રતક્ષ ૨ અનુમાન ૩ ઉપમાન ૪ શાબ્દ ૫ અર્થાપત્તિ ૬ અને અનુપલબ્ધિ. આના અર્થ સવીસ્તર લખવાથી ગ્રંથ વિસ્તાર ઘણો થશે માટે નામ માત્ર રસ્તા દેખાડુછું. ૧ પ્રત્યક્ષનો અર્થ ઉપર લખ્યો છે. ૨ હવે અનુમાનથી જ્ઞાન આ પ્રકારે થાય છે. જેમ એક માણસ અરણ્યમાં ફરતો હતો તેને અગ્નીની ગરજ થઈ. ત્યારે ખોળ કરવા માટે ચારે કોર જોવા લાગ્યો, ત્યારે ડુંગરા ઉપર તેણે ધુંમાડો જોયો. અને અનુમાન કર્યું કે ત્યાં અગ્ની છે. જ્યાં જ્યાં ધુમાડો ત્યાં ત્યાં અગ્ની નિશ્ચયપૂર્વક હોય છે. જેમ રસોડું. જો કે પેલાએ અગ્ની પ્રત્યક્ષ દેખ્યો નથી, તોપણ ત્યાં અગ્ની હોવો પ્રમાણુજ છે. ૩ ઉપમાનથી જ્ઞાન આ પ્રકારે થાય છે. ગવા કરીને પશુ એક માણસે પ્રત્યક્ષ જોએલો નહતો. પણ ગવા ગાય જેવોજ થાય છે. એમ જાણતો હતો તે માણસ અરણ્યમાં એક વખત ફરવા ગયો ત્યારે તેને ગવા જોઇને પૂર્વનું સ્મરણ થયું કે ગવા ગાય જેવોજ થાય છે. માટે ગવા આજ છે. ૪ શાબ્દ પ્રમાણમાં ૧ લૌકિક ૨ વૈદિક આ બે ભેદ છે. વેદમાં કહેલા તે વૈદિક જો કદાચિત્ કોઈ એવી શંકા કરશે કે વેદમાં જીવ ઈશ્વરનો ભેદ કહેલો છે, અને અનેક શૃતિ કર્મ તથા ઉપાસના કરવાથી મુક્તિ થાય છે, એમ કહેછે, તથા અનેક શૃતિ અંનમય કોષ (દેહ)નેજ આત્મા કહે છે; તો તમને આ પ્રમાણ છે કે નથી ! એ શંકાનો ઉત્તર એ છે કે જે શૃતિ અંનમય કોષને આત્મા તથા કર્મ ઉપાસના દ્વારા મુક્તિ કહે છે. તે સર્વ શૃતિઓનો અભીપ્રાય યુક્તિથી અદ્વૈત બ્રહ્મનોજ બોધ કરવામાં છે. દેહાદિને પરમાર્થ રીતથી આત્મા કહેવો જીવ ઇશ્વરનો ભેદ કહેવો. કેવળ કર્મ ઉપાસનાથીજ મુક્તિ થાય છે એમ કહેવું એવું શૃતિનું તાત્પર્ય નથી. કેમકે ફરી શૃતિએ

નિષેધ કરેલો છે કે એ નહીં એ નહીં (નેતિ નેતિ) એવા અર્થના વાક્યથી તથા એવાજ અર્થની હજારો સ્રુતિ છે. અને જો કોઇ એવી શંકા કરશે કે સ્રુતિએ પ્રથમ દેહ આદિને આત્મા કહ્યો, અને જીવ ઇશ્વરનો ભેદ કહીને નંતરનિષેધ કર્યો, તેથી પ્રથમજ એક નિર્ગુણ બ્રહ્મનોજ ઉપદેશ કેમ નહીં કર્યો? આ શંકાનો ઉત્તર આ છે કે જો કદાચિત શ્રુતિએ પ્રથમજ નિર્ગુણ બ્રહ્મનો બોધ કર્યો હોત તો તે અતિ સુક્ષ્મ હોવાથી આ જીવોને બ્રહ્મનું જ્ઞાન કોઈ કાળમાં પણ ન થાત. આ માટે શ્રુતિએ ક્રમ ક્રમથી અર્થાત પ્રથમ કર્મ કરવું નંતર ઉપાસના કરવી તથા પ્રથમ અંનમય કોષને આત્મા કહ્યો. નંતર આનંદમય કોષને આત્મા કહ્યો. જ્યારે જીજ્ઞાસુની બુદ્ધિ આનદમય કોષનો વિચાર કરતાં કરતાં અતિ સુક્ષ્મ થઈ ત્યારે નિર્ગુણ બ્રહ્મનો ઉપદેશ કર્યો શ્રુતિએ અંનમય કોષને આત્મા કહેવો તથા કેવળ કર્મ ઉપાસના કરવાથી મુક્ત થાય છે, એમ કહેવું, એ પરમાર્થ રીતથી સત્ય નથી. પરંતુ નિર્ગુણ બ્રહ્મનો સાક્ષાત બોધ કરવાવાળી જે શ્રુતિઓ છે, તેઓને આ સર્વ શ્રુતિઓ ઉપયોગી છે. માટે સર્વ પ્રમાણ છે. કોઈ સાક્ષાત તથા કોઈ પરંપરા દ્વારા બોધ કરેછે. મુર્ખ જન સમસ્ત વેદનું તાત્પર્ય નહીં જાણીને તથા વેદના એકજ દેશનો અંગીકાર કરીને કોઈ દેહને, કોઈ ઇંદ્રિયને, કોઇ વિજ્ઞાન મયાદિ કોષોને આત્મા કહેછે. તથા કોઇ કર્મથી કોઇ ઉપાસનાથીજ મુક્તિ થાય છે. એમ કહેછે. અને ભ્રમિષ્ટવત પૂર્વ પક્ષની શ્રુતિઓનું પ્રમાણ આપીને વૃથા વાદ કરેછે. ધનવંતરીને ઘેર એક મૂર્ખો બેઠો હતો તે વખત એક ગૃહસ્થ ધનવંતરી આગળ આવ્યો તેને ચાલવાના શ્રમથી થાકનો જ્વર આવ્યો હતો. ધનવંતરીએ તેની નાડ જોઇને કહ્યું કે તમે મોહન ભોગ (શીરો) ખાજો, એટલે જ્વર જશે. તેને થાકનો જ્વર હોવાથી મોહનભોગ ખાતેજ ઉતરી ગયો. ત્યારે મૂર્ખાએ વિચાર કર્યો કે ઘણુંકરીને ધનવાળાજ બિમાર થાયછે. માટે આ ઔષધ તેઓને આપવું એ ઘણુંજ સરસ છે. એવો નિશ્ચય કરી મૂર્ખો પોતેજ વૈદ થયો, અને બધા રોગીઓને મોહનભોગ ખાજો એમ કહેવા લાગ્યો. જેને થાકનો જ્વર હોય તે તો સારા થાય, અને બીજા મરી જાય. આવી રીતે મૂર્ખજનોએ વેદનું તાત્પર્ય નહીં જાણી તથા

અધિકારીનો પણ વિચાર નહિ કરીને કેવળ પોતાની ઉપજીવિકા માટે વૈષ્ણુવ શાકત, ગાણુપત્ય આદિ પોતાના મતનો ઉપદેશ કરીને આજ પરમતત્વ છે એમ કહેવા લાગ્યા. અને બીજાઓની નિંદા કરવા લાગ્યા. હવે વિચાર કરીને જુઓ કે જ્યારે બધાઓને એકજ દેવતાનો ઉપદેશ કરે છે, ત્યારે સંપૂર્ણ અવસ્થામાં એકજ ગુણ રહે છે? આ દૃષ્ટાંતનો સારી પેઠે વિચાર કરવો જેમ વૈદ્ય તેમજ સદગુરૂ જેમ વૈદકનો ગ્રંથ તેમજ વેદશાસ્ત્ર અને જેમ રોગી તેમજ મુમુક્ષુ. કેમકે રોગ ત્રણ પ્રકારનોજ છે. ૧ કફ, ૨ વાત, ૩ પિત્ત એમજ આ જીવને પણ ત્રણુજ રોગ છે. ૧ સત્વ ૨ રજ ૩ તમ તમોગુણ માટે કર્મ, રજોગુણ માટે ઉપાસના અને સત્વગુણ માટે જ્ઞાન વેદે કહ્યું છે તથા તે મૂર્ખા જેવાજ આ કળીયુગમાંના એવા એવા ગુરૂ કે જેઓને વેદાંત શાસ્ત્ર સ્વપ્નમાં પણ દૃષ્ટિગોચર નહીં થએલું અને વેદનું તાત્પર્ય નહીં જાણવાવાળા વિચાર શુન્ય મનુષ્યોને ચેલા ચેલી કરે છે. તેઓને કેવળ પોતાની ઉપજીવિકાનું તથા ધર્મ વેરો લેવાનુંજ પ્રયોજન છે. ચેલો દુઃખી થાઓ અથવા નર્કમાં જાઓ. શીવજીએ પાર્વતીજીને કહ્યુંછે કેઃ—

गुरवोबहवःसंति शिष्यवित्तापहारकाः ॥
दुर्लभःसद्गुरुर्देवि शिष्यसंतापहारकः ॥ १ ॥

તાત્પર્ય જેમ મનુષ્યો સુક્ષ્મ વસ્તુને યુક્તિથી બોધન કરે છે. તેમજ વેદનિર્ગુણ બ્રહ્મને યુક્તિથી બોધન કરે છે. આ વાત સ્પષ્ટ થવા માટે મનુષ્યોની યુક્તિને લખુછું. આ યુક્તિ શારીરીક ભાષ્યમાં સ્થુલારૂંધતિ ન્યાય નામથી પ્રસિદ્ધ છે. કુમારીઓને સૌભાગ્ય માટે અરૂંધતિનું દર્શન કરાવે છે. પ્રથમ તેને કહેછે કે આ મોટો તારો (ચંદ્ર)જ અરૂંધતિ છે. તે જ્યારે તેને ઓળખે છે. ત્યારે તેને તેનો નિષેધ કરીને કહેછે કે આ અરૂંધતિ નથી તો એનાજ ઉપર જે સાત તારા દેખાયછે તેજ અરૂંધતિ છે. ફરીથી તેનો પણ નિષેધ કરીને કહેછે કે આ બધા અરૂંધતિ નથી એતો એ ચારના ઉપરના આ ત્રણુ અરૂંધતિ છે. ફરીથી એ ત્રણમાંથી બેનો નિષેધ કરી વચલો વશિષ્ટ દેખાડીને કહેછે કે આજ અરૂંધતિ છે. જ્યારે તે કન્યા વશિષ્ટને આજ

અરૂંધતિ છે એમ નિશ્ચય પૂર્વક જાણેછે ત્યારે તેનો પણ નિષેધ કરીને કહેછે કે આને જમણે પડખે જે એક નાહનો સરખો તારો છે તે અરૂંધતિ છે. જેનું ભાગ્ય સારૂ હોય તેનેજ અરૂંધતિનું દર્શન થાયછે. હવે વિચાર કરવો કે ચંદ્રાદિકોને અરૂંધતિ કહેવું અરૂંધતિનો બોધ કરવામાં ઉપકારી છે કે નથી ? આ માટે સર્વે પ્રમાણ છે. જ્યારે તે કન્યા અરૂંધતિને જાણેછે, ત્યારે તેને નિશ્ચય થાયછે કે માતા પિતાએ ચંદ્રાદિક જે મને દેખાડયા તેનું તાત્પર્ય કેવળ મને અરૂંધતિનોજ બોધ થવા સારૂ હતું. દષ્ટાંત દષ્ટાંતનો સારે પ્રકારે વિચાર કરવો આ વૈદિક પ્રમાણ કહ્યું. અને લૌકિક એટલે વ્યાસ વસિષ્ટ, શંકરાચાર્ય આદિ આપ્તકામ પુરૂષોએ કહેલું તે પણ પ્રમાણ છે. લૌકીક પ્રમાણમાં પણ તેજ સ્થુલારૂંધતિ ન્યાય છે. ૫ કોઇને પૂછ્યું કે તમે ભોજન કર્યું ? તે કહેવા લાગ્યો કે હું દિવસમાં ભોજન કરતો નથી પરંતુ તે ધષ્ટ પુષ્ટ હોવાથી એમ નિશ્ચય થાયછે કે રાતને વખત ખાતો હોવો જોઇએ. કારણ કે એણે રાત્રનો નિષેધ કર્યો નથી. તે વાસ્તે એ જાણવું ખરૂં છે. તેનું નામ અર્થાપત્તિ પ્રમાણ. ૬ કોઇએ કહ્યું તમે કહોછો કે ત્યાં ઘડો નથી તો એમાં પ્રમાણ શું ? ત્યારે એ પેલાએ કહ્યું કે ત્યાં ઘડો મળતો નથી એનું નામ અનુપલબ્ધિ પ્રમાણ ૬ આ પ્રમાણ લખવાનું કારણ એટલુંજ કે બ્રહ્મ સિદ્ધ કરવામાં એવાં એવા પ્રમાણ તથા અનેક યુક્તિ દષ્ટાંત છે. માટે પ્રત્યક્ષ વાદિ આદિઓને ઉત્તર આપવો યોગ્ય છે કે હે વાદી વિચાર કરીને જો કે બ્રહ્મ એવા એવા પ્રમાણથી અપરોક્ષ થાય છે.

ભેદ વાદિ જે ઉપાસક અને કર્મ વાદિ આદિકોને એ ઉત્તર આપવો યોગ્ય છે કે જેવા તમે વેદ વાકયથી સૂતક અને પરમેશ્વર દાસ્યત્વ માનોછો તેમજ હું બ્રહ્મ છું* એવું વેદ વાકય છતાં કેમ માનતા નથી ? જો કદાચિત્ તેઓ કહેશે કે, અમે અત્યારે એના યોગ્ય નથી; તો હું પુછુંછું કે કયા પ્રતિબંધથી તમને મહા વાકયાર્થ એટલે હું બ્રહ્મ છું એ અપરોક્ષ થતું નથી ? ઠીક, હવે એ કહેશો કે વેદાંત શાસ્ત્રનું શ્રવણાદિ તથા હું બ્રહ્મછું એવી અનેક ઉપાસનાઓનો કંઈ નિષેધ

* अहब्रह्मास्मी.

કરેલો છે? વિચાર કરવો કે અભ્યાસ અજાણુ વસ્તુનોજ  થાય છે. અને અભેદ ઉપાસના કરવા માટે છાન્દોગ્યાદિ ઉપનિષદ તથા ગિતા ભાષ્યાદિ ગ્રંથોમાં બ્રહ્મ લોકાદિ ફળ સહિત સારે પ્રકારે કથન કર્યું છે. તથા ભેદ ઉપાસના કરવાવાળાને ઘણાજ દોષ વેદે કહેલા છે. માટે હવે સારે પ્રકારે વિચાર કરવો કે પરિપૂર્ણને પરિછિન્ન કહેવું, એ કેટલો અનર્થ છે. વેદ સ્પષ્ટ કહેછે કે આત્મવિત શોકથી તરેછે* આત્માને જાણુવાથીજ મૃત્યુને ઉલ્લંઘન કરશે. બીજો માર્ગજ નથી.[1] કર્મ ધન, પૂત્ર હોવાથી મૂક્ત થાતો નથી,[2] તો તેઓના ત્યાગથીજ થાય છે જ્ઞાન વગર મૂક્તિ થતીજ નથી.[3] એવા એવા અર્થની ઘણી સૃતિઓ છે. ત્યારે તમને હું બ્રહ્મછું એમ માનવામાં કેમ ખોટુ લાગે છે? હવે વેદનું તાત્પર્ય સાંભળો:—કર્મ કરવાથી તમોગુણનો નાશ થાય છે નિદ્રા આળસ્ય પ્રમાદાદિ તમોગુણનાં કાર્ય છે. એનો પ્રાતઃકાળનાં સ્નાનાદિક કાર્ય કરવાથી નાશ થાય છે. વૃત કરવાથી ઇંદ્રિઓનું દમન થાય છે દાન કરવાથી પદાર્થની આસક્તિ દૂર થાય છે. તિર્થ યાત્રા કરવાથી ઘરનાં માણુસ ઉપરની પ્રિતી ઉઠેછે. પરદેશમાં જવાથી બુદ્ધિ વધેછે. તિર્થોમાં મહાન પુરૂષોનો સમાગમ થાય છે. તથા તેઓના સતસંગથી સંસારમાંથી ચિત્ત ઉપરામ પામે છે. તથા એવાજ પ્રકારનાં કર્મ કાર્ય ઘણાંજ છે. ચિત્તના વિચારથી યોગ અંતઃકરણનું વિષય થકી ઉપરામ થવું એનુંજ નામ અંતઃકરણની શુદ્ધિ ઉપાસના કરવાથી રજોગુણનો નાશ થાય છે, વિક્ષેપ તષ્ણા લોભાદિ રજોગુણનાં કાર્ય છે. ધ્યાનાદિ કરવાથી તેઓનો નાશ થાય છે એવા એવા સાધનથી સર્વમાં શ્રેષ્ટ જે સત્વગુણ તે પ્રકાશમય શાંત હોવાથી તેનું કાર્ય વિવેક, વૈરાગ્ય, શમ, દમ આદિ સાધન સંપન્ન થઈ તે જગત, બ્રહ્મ, બંધ મોક્ષ, નિત્ય, અનિત્ય આદિનો વિચાર કર્યો. તેથી એ જ્ઞાન થયું કે આ સત્વાદિ ત્રણે ગુણ માયાનું કાર્ય છે. અને માયા મીથ્યા હોવાથી આ ગુણોનાં સ્થુલ સુક્ષ્મ કાર્ય પણ મીથ્યાજ છે. અને હું અસંગ સચ્ચિદાનંદ નિત્ય મુક્ત છું એનેજ જ્ઞાન કહેછે. આજ જ્ઞાન મૂ-

---

* शोकंतरतिचात्मवित्   १ ज्ञात्वातंमृत्युमत्येतिनान्यः—पंथाविमुक्तये.

२ नकर्मणानप्रजयाधनेनत्यागेनैकेअमृतत्वमानशुः   ३ ऋतेज्ञानान्नमुक्तिः

ક્તિનો હેતુ છે. તથા વેદનો પરમ સિદ્ધાંત આજ છે કે આ જગત જીવ ઈશ્વર પ્રતિબિંબના સહિત નથી થયું. નહીં થાશે, અને નથીજ એક મન વાણીથી અગોચર પ્રત્યગાતમાં નિત્યાનંદ રૂપ, નિત્ય મૂક્ત, ન કોઈનો નાશ, ન કોઇની ઉત્પત્તિ, ન કોઇની સાથે સંબંધ. ન કોઈ સુખ દુઃખ ધર્મવાન ન શ્રવણ* કરવાવાળો, ન સાધક, ન મુક્તિની ઈચ્છા કરવાવાળો, ન મૂક્ત છે. તાત્પર્ય જેમ છે તેમજ છે.

**પ્રથમ તરંગ સમાપ્ત.**

---

## તરંગ બીજો.

**હવે અધ્યારોપ અપવાદ** ન્યાય થકી નિષ્પ્રપંચ બ્રહ્મમાં જગતનો પ્રપંચ કરીને ફરીથી મૂક્તિને સિદ્ધ કરૂંછું. મૂક્તિ મહા વાક્યાર્થના જ્ઞાન થકી થાય છે. જેમ કોઇને રજ્જુપર સર્પની ભ્રાંતિ છે તેનું દુઃખ કંપાદિ લૌકિક વાક્યાર્થના જ્ઞાન થકી નાશ થાય છે. પણ તે ભ્રમ દુઃખ કંપાદિ આ લોકના સ્ત્રિ ચંદન માળાદિ અને પરલોકના અમૃત નંદન વન દેવાંગના આદીની પ્રાપ્તિથી નાશ થઈ શકતો નથી. એમજ આ જીવના ત્રણ તાપ અને પંચ કલેશ એહ પર લોકના પદાર્થ પ્રાપ્તિથી નાશને પામતા નથી; અને ઓછા પણ થતા નથી. મહા વાક્યાર્થનાજ જ્ઞાનથી નાશ પામે છે. પ્રથમ પદાર્થ જ્ઞાન જ્યારે થાય ત્યારે તદનંતર વાક્યાર્થનું જ્ઞાન થાયછે. અનેક પદ જ્યારે એકઠાં થાય છે. ત્યારે તેને વાક્ય કહે છે. મહા વાક્યમાં ત્રણ પદ છે. ૧ તત્ ૨ ત્વમ્ ૩ અસિ.[૧] એ માટે તત્ પદનો અર્થ કહેવાને માટે પહેલે તેનો લક્ષણ કહુંછું. તત્ પદાર્થનું એટલે બ્રહ્મનું લક્ષણ બે પ્રકારનું છે. એક તટસ્થ અને બીજુ સ્વરૂપ. સૃષ્ટિ સ્થિતી તથા લયનું જે કારણ એટલે, આ જગત જેમાં થયું છે, રહેછે, તથા પ્રલય કાળમાં જેમાં લય પામછે તે આ, બ્રહ્મનું તટસ્થ લક્ષણ. અને સત્ ચિત્ આનંદાદિ સ્વરૂપ લક્ષણ છે. જેમ કોઈ એક માણસનો શામ રંગ, એટલી ઉમર એવા પ્રકારનાં નેત્ર આ સ્વરૂપ લક્ષણ અને તેના

---

* नानिरोधोनचोत्पत्तिर्नब्रद्धोनचसाधकः नमुमुक्षुर्नवैमुक्त इत्येषापरमार्थता, इत्यादिश्रुते. १ तत्त्वमसि.

ઘર આગળ કુવો, આવા પ્રકારનું તેનું ઘર, આ પ્રકારનાં તેનાં લૂ-
ગડાં છે આ તેનું તટસ્થ લક્ષણ છે. તત્ પદનો અર્થ બે પ્રકારનો છે.
એક વાચ્ય ને બીજો લક્ષ્ય માયોપહીત જે ચૈતન્ય તે તત્ પદનો
વાચ્યાર્થ માયોપહીતનો અર્થ એ છે કે, માયા અને ઉપહીત આ બે
પદ મળી વ્યાકરણ રીતથી માયોપહિત એક શબ્દ થયો માયોપહિત
એટલે માયાએ કરીને યુક્ત જેમ બિંબ ઘટગતજલ કરીને યુક્ત અ-
થવા જેમ સ્ફાટિક લાલ રંગની સાન્નિધીથી લાલ પ્રતીત થાય છે;
તેમજ શુદ્ધબ્રહ્મ માયાની સાન્નિદ્ધતાથી ઈશ્વર પ્રતિત થાય છે. જેમ
સ્ફાટિક લાલ રંગ કરીને ઉપહિત લાલ સ્ફાટિક કહેવાય છે. અને બિં-
બ ઘટગત જલ કરીને ઉપહિત પ્રતિબિંબ કહેવાય છે. તેમજ મા-
યોપહિત શુદ્ધ ચૈતન્ય જગત્કારણ ઈશ્વર કહેવાય છે. ઉપહિતનો અર્થ
આ જગે સારી પેઠે ચિત્તમાં રાખજો. કેમકે આગળ ઘણી જગે
એનું કામ પડશે. માયોપહિત ચૈતન્ય તત્ પદનો વાચ્યાર્થ અને મા-
યાએ કરીને અયુક્ત ચૈતન્ય તત્પદનો લક્ષ્યાર્થ છે. જેમ પ્રતિબિંબથી
બિંબ નિત્ય મૂક્ત છે. અને શુક્તી[1] ભ્રાંતી કાલમાં પણ રજત થાતિ
નથિ અને સ્ફાટિક લાલ રંગની સાન્નિધિમા સ્વેતજ રહે છે તેમજ
શુદ્ધ બ્રહ્મ માયોપહિત તથા અવિદ્યોપહિત કાલમાં ચૈતન્ય અસંગ
શુદ્ધજ છે. જેમ શૂક્તિમાં રજતની[2] ભ્રાંતી તેમજ ચૈતન્યમાં કારણ
સૂક્ષ્મ સ્થુલ પ્રપંચ જડની જે ભ્રાંતિ તેનું નામ માયા "આ સર્વ
બ્રહ્મ છે" "આ સર્વ વાસુદેવ છે" એવા એવા અર્થોની ઘણી શ્રુતિ
સ્મૃતિઓ[3] ચૈતન્યનો ભાવ અને જડનો અભાવ પ્રતિપાદન કરે છે.
સત્, ચિત્, આનંદ, શુદ્ધ, બુદ્ધ, એક સ્વયંપ્રકાશ, અનંત નિત્યમૂક્ત
શાંત, અખંડ, અજ, અમર, પરિપૂર્ણ, નિરંજન, નિરવયવ, અસંગ,
અદ્વય, અવ્યક્ત, અચિંત્ય, સર્વગત, અચલ, સનાતન, નિત્ય, આત્મા
પરમાત્મા, પરમેશ્વર, અને બ્રહ્મ અને પ્રત્યગાત્મા આ સર્વ ચૈતન્ય
પદાર્થનાં વિશેષણ છે. તથા ચિતિ, જ્ઞાન, સ્વરૂપાદિ બીજા ઘણા છે.
અને જડ અજ્ઞાનથી સ્થુલ પર્યંત સર્વ જડ છે. અજ્ઞાનને પ્રકૃતિ ગુ-
ણોનિ સામ્યાવસ્થા તથા મુલજ્ઞાન કહેવાય છે. તે અજ્ઞાન સત્વ રજ,

---

૧ છીપ. ૨ ચાંદી રૂપુ. ૩ सर्वंखल्विदंब्रह्मः इतिश्रुतेः

તમ આ ત્રણ ગુણવાળુ છે તેનું સ્વરૂપ અનિર્વાચ્ય છે. સત્ અસત્ કરીને કહેવાતું નથી. જો તેને સત્ ૪ કહીએ તો તે કંઈ પદાર્થ નથી અને જો અસત્ કહેવું તો તે પ્રતિત થાય છે. જેમ ભ્રાંતી સમયશુક્તિને વિશે રજત અનિર્વાચ્ય છે. પરંતુ ગ્નાન થકી તે અગ્નાનનો અભાવ થવાથી તે અગ્નાન ભાવરૂપ છે. જેમ લૌકિક વ્યવહારમાં પ્રથમ ભૂલી જવું, ને ફરીથી તેનું સ્મર્ણ થવું અને બાળક અવસ્થામાં જેમ તુલા ગ્નાનનો ભાવ થાયછે, વિદ્યા ભણવાથી અને લૌકિક વ્યવહારથી તે અગ્નાનનો અભાવ થાય છે; તેમજ અગ્નાન કાળમાં કહેછે કે "હું બ્રહ્મને જાણુતો નથી" અને ગ્નાન કાળમાં કહેછે કે "હું બ્રહ્મને જાણું છું" એવા એવા અનુભાવિક વ્યવહાર થવાથી નિઃસંદેહ પ્રતિત થાય છે કે અગ્નાન એક અનિર્વાચ્ય પદાર્થ છે. તેનો ભાવ તથા અભાવ પણ પ્રતિત થાય છે. અગ્નાન ૧ માયા અવિદ્યાનો ભેદ ૨ માયોપહિત શબલ બ્રહ્મ ૩ જીવ ૪ જીવ ઈશ્વરનો ભેદ ૫ અને શુદ્ધ બ્રહ્મ ૬ આ છ પદાર્થ અનાદિ છે. એના વિશે એમ નથી કહેવાતું કે એ કયારથી થયા કયારેથી એના ભેદ થયા અને શુદ્ધ બ્રહ્મ કયે વખતથી માયોપહિત તથા અવિદ્યોપહિત થયો જેમ એમ નથી કહેવાતું કે શરીર પ્રથમ થયું અથવા પડદો. દૃષ્ટાંત આછે કે બીજ પ્રથમ થયું યા વૃક્ષ ? અને જેમ સ્વપ્નમાં બગીચો, મંદીર, મૃગ મિત્ર શત્રુ આદિ દેખીએ છીએ વિચાર કરીને જુઓ કે તે ઉપવન મંદિરાદીનો કઈ સાલમાં પાયો ખોદાયો હતો ? અને તે મિત્રાદિનો કઈ સાલમાં જન્મ થયો ? અત્યારે એમજ નિશ્ચય કરવો કે જેમ દૃષ્ટાંતના પદાર્થની વ્યવસ્થા—તેમજ દાર્ષ્ટાંતનાં પદાર્થની. શુદ્ધ બ્રહ્મ રહીત બીજા સર્વ પદાર્થ અનિત્ય છે. કારણ કે ગ્નાન કાળમાં શુદ્ધ બ્રહ્મ સિવાય સર્વ નષ્ટ થાય છે.

---

## માયા તથા અવિદ્યાનો ભેદ.

અગ્નાન માયા અવિદ્યા ભેદ કરી બે પ્રકારનું છે. શુદ્ધ સત્વ પ્રધાન માયા. અને મલીન સત્વ પ્રધાન અવિદ્યા જેમાં સત્વ ગુણનો પ્રાધાન્ય અને રજોગુણ તમોગુણનો તીરો ભાવ[1] તે સત્વ શુદ્ધ કહેવી. તથા

---

૧ તીરોભાવ—અચ્છાદીત.

જેમાં તમોગુણનો પ્રાધાન્ય અને રજોગુણ સત ગુણનો તીરો ભાવ તે મલીન સત્વ કહેવી. દ્દષ્ટાંતે કરી માયા અવિદ્યાનો ભેદ કહુંછું. **દ્દષ્ટાંત**—જેમ એકજ પુરૂષને ક્રિયા નિમિત્ત વશ કરીને પાઠક, યાચક કહેવાય છે. અને જેમ એકજ સ્ત્રીને પીતાની અપેક્ષાથી કન્યા પતિની અપેક્ષાથી પત્નિ કહેવાય છે, એમજ તે અજ્ઞાન ઈશ્વરની અપેક્ષાથી માયા, તથા જીવની અપેક્ષાથી અવિદ્યા કહેવાય છે. એમ ન સમજવું કે તે અજ્ઞાનના બે કડકા થયા. અથવા અજ્ઞાનની શક્તિ બે પ્રકારની છે. એક જ્ઞાન શક્તિ ને બીજી ક્રિયા શક્તિ. સત્વગુણ પ્રાધાન્ય જ્ઞાન શક્તિ. ક્રિયા શક્તિ બે પ્રકારની છે. એક આવરણ શક્તિ ને બીજી વિક્ષેપ શક્તિ. તમોગુણ પ્રાધાન્ય આવરણ શક્તિ અને રજોગુણ પ્રાધાન્ય વિક્ષેપ શક્તિ તેજ અજ્ઞાન આવરણ શક્તિ. પ્રાધાન્યતાથી અવિદ્યાથી અને વિક્ષેપ શક્તિ તથા જ્ઞાન શક્તિ પ્રાધાન્યતાથી માયા કહેવાય છે. માયોપહિત ચૈતન્ય ઈશ્વર કહેવાય છે. આ તત્ પદનો વાચ્યાર્થ અને તેજ ચૈતન્ય અવિદ્યોપહિત જીવ પ્રાજ્ઞ કહેવાયછે માયોપહિત ઈશ્વર માયાને વશ ન થવાથી સર્વજ્ઞ ઈશ્વર આ નામોથી કહેવાય છે. અને અવિદ્યોપહિત જીવ અવિદ્યાને વશ થવાથી તથા અવિદ્યાની વિચિત્રતાથી નાના પ્રકારનાં થવાથી અલ્પજ્ઞ કહેવાય છે. જેમ કોઈ કાચના મેહેલમાં બેઠેલુ પોતાને તથા બીજાને પણ દેખેછે તથા ઘણા અંધારામાં બેઠેલ માણસ પોતાને પણ દેખતો નથી. માયામાં શુદ્ધ સત્વ પ્રાધાન્ય થવાથી માયા કાચના મેહેલની સાદ્દશ્ય થાય છે. અને અવિદ્યામાં મલીન સત્વ પ્રાધાન્ય થવાથી અવિદ્યા માટીના ઘર સાદ્દશ્ય થાયછે. માયામાં જે ચૈતન્યનું પ્રતિબિંબ તે ઈશ્વર અને તેજ ચૈતન્યનું જે અવિદ્યામાં તે જીવ. અહીં બિંબ પ્રતિબિંબનો ભેદ સુર્યબીંબ અને ઘટગતજલ પ્રતીબિંબવત નહીં સમજવો. એમ સમજવું જોઈએ કે જેમ આકાશનું પ્રતિબીંબ જળમાં છે તેમ પ્રથમ દ્દષ્ટાંતમાં કશો દોશ નથી; પરંતુ પરિછિન્ન ભેદ જેવો પ્રતિત થાય છે. આ કશો દોષ નથી કેમકે દ્દષ્ટાંત દાર્ષ્ટાંતમાં સર્વ સામ્ય નથી હોતો એક દેશમાં દ્દષ્ટાંત થાયછે. આકાશનાં દ્દષ્ટાંત થકી બીંબનો ભેદ, તથા પરિછિન્નતા પ્રતિત થતી નથી. આ પક્ષમાં જીવતો એકજ

છે પરંતુ અંતઃકરણની ઉપાધીથી ઘણા પ્રમાતાઓ[1] કલ્પેલા છે. અંતઃકરણ વિસીસ્ટ ચૈતન્યને પ્રમાતા કહેછે. કોઈ આમ કહેછે કે અજ્ઞાન અનેક છે. વનવત્ અજ્ઞાનનું જે સમુદાય તે સમષ્ટી અને વૃક્ષવત અજ્ઞાન તે વ્યસ્ટી તેજ ચૈતન્ય અજ્ઞાન સમષ્ટિ ઉપહિત ઈશ્વર તથા તેજ ચૈતન્ય વ્યસ્ટી અજ્ઞાન ઉપહિત જીવ. કોઈ કોઈ આમ પણ કહેછે કે કારણીભૂત જે અજ્ઞાન તે થકી ઉપહીત ચૈતન્ય ઈશ્વર અને તેજ ચૈતન્ય અંતઃકરણ ઉપહીત જીવ. તાત્પર્ય કારણોપાધિ ઈશ્વર અને કાર્યોપાધિ જીવ. સંપૂર્ણનાં સિદ્ધાંત આજ છે કે માયોપહિત ચૈતન્ય ઈશ્વર અને અવિદ્યોપહિત જીવ. તે ઈશ્વર જ્ઞાન શક્તિ કરીને ઉપહિત જગતનું નિમિત્ત કારણ, અને વિક્ષેપ શક્તિ કરીને ઉપહિત ઉપાધાન કારણ છે. જેમ કરોળીઓ જાળને ચૈતન્ય પ્રાધાન્યથી નિમિત્ત કારણ અને શરીર પ્રાધાન્ય કરીને ઉપાધાન કારણ છે. આ કરોળીઆનો દૃષ્ટાંત શ્રુતિ પ્રતિપાદિત છે. જેવી રીતે કરોળીઓ જાળને રચીને ફરી પોતામાં તેનો લય કરેછે. તાત્પર્ય પરમેશ્વર જગતનો કર્તા અભિન્ન નિમિત્તોપાદાન કારણછે. એટલે નથી ભિન્ન, નિમિત્ત, અને ઉપાદાન કારણ, જેથી એ અભિન્ન નિમિત્તોપાદાન કારણ કહેવું. આ પ્રકારે ઈશ્વર જગતનું કારણછે. એમ નથી કે જેમ ઘટ કરવામાં કુંભાર ભિન્ન નિમિત્તો પાદાન કારણછે. જેથી તેને ભિન્ન નિમિત્તો પાદાન કારણ કહેવો. તાત્પર્ય ઘટાદિમાં મૃત્તિકા ઉપાદાન કારણ છે. અને કુંભાર, દંડ ચાકડાદિ નિમિત્તછે. ઈશ્વરતો પોતેજ ઉપાદાન અને પોતેજ નિમિત્ત કારણછે. પૂર્વ રીતમાં સારી પેઠે વિચાર કરવો યોગ્ય છે. નિરિશ્વર વાદિ પૂર્વ મિમાંસકાદિકોને જે જગત વિષે તર્ક કરીને બકાવે છે તે સાંભળો—તે કહેછે કે જેને તમે ઈશ્વર કહોછો તે ત્રણ ભૂવનની રચના કરવામાં શું શું કૃત્ય કરેછે, અને રચના સમયમાં તેનું શરિર કેવું છે, તથા તે શા ઉપર બેસેછે, અને શું ઉપાદાન છે? આ તેમનો તર્ક અતર્ક્ય ઈશ્વર વિષયમાં દુર્બળ છે. કેમકે મનુષ્ય કૃત્ય જે ઇંદ્રજાળ તેમાંતો બુદ્ધિ કામજ કરતી નથી. ત્યારે પરમેશ્વરની માયાતો દુરજ રહી. જે નષ્ટ બુદ્ધિ નિરિશ્વર વાદી તર્ક કરે તેના મોઢા

---

૧ પ્રમાણ કરવાવાળા.

ઉપર ઉપર લખેલું આભિન્ન નિમિત્તો પાદાન કારણરૂપી વજ્ર મારવું.

આ પ્રકારે જગતકર્ત્તા ઈશ્વરે એવું સિદ્ધ કર્યું, અને પ્રપંચનાં કારણો અહીં સુધી નીરૂપણ કર્યો. જગતમાં ત્રણ પ્રપંચછે. એક કારણ, બીજો સૂક્ષ્મ, ત્રીજો સ્થુલ. હવે સુક્ષ્મ પ્રપંચનું નીરૂપણ કરૂંછું. પૂર્વે સિદ્ધ કરેલા માયોપહીત ચૈતન્ય ઈશ્વર તે થકી પ્રથમ મહત્વ (અહંકારની સુક્ષ્મ અવસ્થા) ફરી મહત્વથી અહંકાર એટલે હું એકધું ઘણો થઈશ.[1] તે પછી અહંકારથી આકાશ, આકાશથી વાયુ, વાયુથી તેજ, તેજથી જળ, અને જળથી પૃથ્વી ઉત્પન્ન[2] થઈ. આ બધાનો અર્થ એજછે કે મહત્વ કરીને ઉપહિત જે ઈશ્વર તેથકી અહંકાર થયો. તાત્પર્ય એ છે કે મહત્વાદી સર્વ જડ પદાર્થ છે. ચૈતન્ય સિવાય રચના થઈ શકતી નથી. નિશ્ચય આત્માથકિ આકાશ થયુંછે,[3] આ શ્રુતિનો અર્થછે. માયા ત્રીગુણાત્મ થવાથી તેનું આકાશાદિ પંચ કાર્યો ત્રિગુણાત્મકછે, તેમને અપંચી કૃત સુક્ષ્મ ભૂત તન માત્રા કરીને કહેવાયછે. આ સૂક્ષ્મ ભૂત થકી પંચીકૃત સ્થૂલ ભૂત થયું. અને સૂક્ષ્મ શરીર સત્તર ૧૭ તત્વવાળું થયું (સૂક્ષ્મ શરીરને કોઈ સોળ ૧૬ તત્વ કોઈ સત્તર ૧૭ તત્વ તે કોઈ ઓગણીશ ૧૯ તત્વ વાળું કહેછે. દસ ઈંદ્રિ, પંચ પ્રાણ, અને એક અંતઃકરણ આ ગણતરીથી સોળ અને ઇંદ્રિય પ્રાણ પંદર, મનબુદ્ધિ બે આ પ્રકારે સત્તર તથા ઈંદ્રીય પ્રાણ પંદર મન, બુદ્ધિ, ચિત્ત, અહંકાર મળી ચાર આ પ્રકારે ઓગણીસ. પરંતુ ઘણાએક સત્તર તત્વ વાળાનેજ માને છે) સત્તર તત્વ આછે—શબ્દાદિનું જ્ઞાન જે થકી થાયછે તે જ્ઞાનેંદ્રિપાંચ, પ્રાણાદી પાંચ અને મનબુદ્ધિ બે. આકાશ આદિકનો સત્વ ગુણોનાં અંશો થકિ પ્રથક પ્રથક પંચ જ્ઞાનેંદ્રિયો થઈ તે લખુંછું. આકાશથકી શ્રોત્ર વાયુથકી ત્વક, તેજ થકિ ચક્ષુ, જળથકી જીવ્હા, અને પૃથ્વિ થકી પ્રાણ થયું, તથા આકાશ આદિકોના સત્વગુણ મળી એક અંતઃકરણ થયું. તે વૃત્તિ ભેદ થકી ચાર પ્રકારનું છે—સંકલ્પ વિકલ્પાત્મક મન, નિશ્ચયાત્મક, બુદ્ધિ, અભિમાનાત્મક, અહંકાર, અને અનુસં-

---

१ एकोहंबहुस्याम् इतिश्रुतेः २ पंचभुत ३ तस्माद्वाएतस्मादात्मन आकाशः सम्भुतः आकाशाद्वायुः वायोरग्निः अग्नेराप; अद्भ्यः पृथिवी इतिश्रुतेः

ધ્યાનાત્મક ચિત્ત. આકાશાદિના રજોગુણના અંશ થકી પૃથક પૃથક પંચ કર્મેદ્રિયો ઉત્પન્ન થઈ તે—આકાશ થકી વાક્ વાયુ થકી પાણી તેજથકી પાદ, જળથકી ઉપસ્થ, અને પૃથ્વી થકી ગુદ. તથા આકાશાદિના રજોગુણના અંશ મળી પ્રાણ ઉત્પન્ન થયો. તે વૃત્તિભેદ કરીને પાંચ પ્રકારનો છે. બહાર નીકળવાવાળો, મૂખ નાસીકા વચ્ચે રહેવા વાળો, પ્રાણ હેઠે જવાવાળો; ગુદ આદિમાં રહેવાવાળો અપાન, સર્વ શરીરમાં રહેવાવાળો, અને સર્વ શરીરમાં ફરવાવાળો વ્યાન, સર્વ શરીરમાં રહેવાવાળો અને ભક્ષણ કરેલા પદાર્થને તેની તેને નાડીમાં પહોંચાડવાવાળો સમાન, ઉપર જવા વાળા અને કંઠસ્થાનમાં રહેવા વાળો ઉદાન તથા પાંચ ઉપપ્રાણ પણ છે. તેમના આ પાંચમાં અંતરભાવ છે. ઉદગારમાં જે હેતુ તે નાગ નેત્ર ખોલવા બંધ કરવામાં કર્મ ક્ષુધામાં કૃકર અને બગાસાંનો હેતુ દેવદત્ત અને સર્વ શરીરમાં રહેવાવાળો ધનંજય જે મૂડદાંને ફુલાવેછે. આકાશથકી બે ઇંદ્રિયો થઇ ૧ શ્રોત્ર અને ૨ વાક્ શ્રોત્ર થકી આકાશનો જે શબ્દ ગુણ તેનું ગૃહણ થાયછે તથા વાક્ એટલે વાણી થકી બોલાયછે. વાયુ થકી બે ઈંદ્રિયો થઈ ત્વક્ અને પાણી યાને હાથ. ત્વક્થકી વાયુનો જે ગુણ સ્પર્સ તેનું જ્ઞાન થાયછે. અને પાણી એટલે હાથથકી ત્વક્નું રક્ષણ થાયછે. તેજથકિ બે ઇંદ્રિયો થઈ, ચક્ષુ અને પાદ. ચક્ષુથકી તેજનો ગુણ જે રૂપ તે જોવાયછે. અને પગને મરદન કરવાથી નેત્રની ગરમી દુર થાયછે. જલથકી બે ઇંદ્રિયો થઈ. ૧ રસનાર ઉપસ્થ રસનાથકી જલનો જે ગુણ રસ તેનું જ્ઞાન થાયછે. અને ઉપસ્થથકી જલનો ત્યાગ થાયછે. પૃથ્વિ થકી બે ઇંદ્રિયો થઈ. ૧ ઘ્રાણ ૨ ગુદ. ઘ્રાણથકી પૃથ્વિનો જે ગુણ ગંધ તેનું ગ્રહણ થાયછે. અને ગુદ થકી તેનો ત્યાગ થાય છે. અંતઃકરણ સમષ્ટિ પંચભૂતના સત્વગુણના અંશ થકી ઉત્પન્ન થયુંછે. તેનો હેતુ પંચ જ્ઞાનેદ્રિયોના વિષયોનું અનુભવ કરવું ૧ અન્નમય ૨ પ્રાણમય ૩ મનોમય ૪ વિજ્ઞાનમય અને ૫ આનંદમય આ પંચકોશકારણ સ્થૂળ સૂક્ષ્મ શરીરના અંતરભાવમાંછે. અગાડી જે સ્થૂલ શરીરનું વર્ણન કરીશ તેજ અન્નમય કોસછે. સૂક્ષ્મ શરીરમાં ત્રણ કોશછે, પંચકર્મેદ્રિય સહિત જે પંચપ્રાણ તેજ પ્રાણમય કોશ. પંચજ્ઞાનેંદ્રિય સહીત જે મન તેજ મનોમય કોશ પંચજ્ઞાનેદ્રિય સહીત

જે બુદ્ધિ તે વિજ્ઞાનમય કોશ. મનોમય અને વિજ્ઞાનમય કોશમાં એટલોજ તફાવતછે. કે મનોમયકોશ કરણ–કર્તા અને વિજ્ઞાનમય કોશ છે. ક્રિયામાં કર્ત્તા, કર્મ, કારણ, સંપ્રદાન અને અધિકરણ આ ૭ કારક થાયછે. અને કારણ શરીરમાં કારણ શરીર ભૂત અવિદ્યામાં જે મલીન સત્વ પ્રિયમોદ, પ્રમોદ. વૃત્તિ સહિત જે તે આનંદમય કોશ. કોઇ કોઈ અજ્ઞાનને પણ આનંદમય કોશ કહેછે. જે વસ્તુ અપ્રાપ્ત અને સારી પ્રતીત થાયછે તે વખતની વૃત્તિને પ્રિય કહેછે. ૧ ફરી તેજ વસ્તુ પ્રાપ્ત થઇને પોતાનીજ હક થઈ છતે તે વખતમાં જે આનંદ તેજ મોદ અને તે વસ્તુનો ઉપભોગ કરવામાં જે આનંદ તે પ્રમોદ આ સુક્ષ્મ શરીર સમષ્ટી વ્યષ્ટિ ભેદ કરીને બે પ્રકારનું છે. વનવત્ સુક્ષ્મ શરીરનો સુમુદાય તે સમષ્ટી અને વૃક્ષવત્ પૃથક એક એક સુક્ષ્મ શરીર વ્યષ્ટિ જેમકે ઉપવન સમષ્ટી અને તે ઉપવનમાં એક એક વૃક્ષ વ્યષ્ટિ સુક્ષ્મ સમષ્ટિ કરીને ઉપહીત તેજ માયો પહીત ચૈતન્ય હીરણ્યગર્ભ કહેવાયછે. અને સુક્ષ્મ વ્યષ્ટિ કરીને ઉપહીત તેજ અવિદ્યોપહિત ચૈતન્ય તૈજસ કહેવાયછે. સમષ્ટિ વ્યષ્ટિનાં તાદાત્મ્ય થવાથી તે થકી ઉપહિત જે હીરણ્યગર્ભ અને તૈજસ તેનું પણ તાદાત્મ્ય થાયછે. જેમ વન અને વૃક્ષ તે થકી ઉપહીત જે આકાશ તેમાં કશો ભેદ નથી. તેમજ હીરણ્યગર્ભ અને તૈજસમાં કશો ભેદ નથી. બીજા ઘણા દષ્ટાંત છે. જાતિ, વ્યક્તિ, સામાન્ય. વિશેષ્ય વગર મેહેલ્લો એમાં—વિચાર ભેદછે. વાસ્તવ્ય ભેદ નથી. આ સુક્ષ્મ શરીર અવિદ્યા કામ કર્મ સહિત પૂર્યષ્ટક નામે કરીને પ્રસિદ્ધછે તે લખુંછું—૧ જ્ઞાનેંદ્રિયપંચ, ૨ કર્મેંદ્રિયપંચ, ૩ અંતઃકરણ ચતુસ્ટય, ૪ પંચપ્રાણ, ૫ પંચ સુક્ષ્મભૂત ૬ અવિદ્યા ૭ કામ ૮ કર્મ. અવિદ્યાનું કાર્ય ચાર પ્રકારનું છે. બ્રહ્મલોક પર્યંત જેટલા પદાર્થ તેમાં ૧ નીત્યત્વ બુદ્ધિ. દુઃખ અને દુઃખના સાધનમાં ૨ સુખત્વ બુદ્ધિ; દેહાદિ અનાત્મ પદાર્થમાં આત્મત્વ બુદ્ધિ ૪ અપવિત્ર જે પોતાનું તથા પુત્રાદિનું શરીર તેમાં પવિત્રત્વ બુદ્ધિ. કામરાગને કહેછે. રાગ એટલે પ્રિતિ કર્મ ત્રણ પ્રકારનું છે. ૧ સંચિત ૨ આગામી ૩ પ્રારબ્ધ પોતાએ કરેલાં કર્મફળને ન આપી અદૃસ્ય રૂપ કરીને જે થઈ રહેલાં છે તે સંચિત. ૨ આ શરીરમાં જે થાયછે તે આગામી. અને સ્થુળ શરીરનાં જન્મ સ્થિતિનાં

જે હેતુ તે પ્રારબ્ધ. સંચીત તથા આગામી કર્મનાં ફળનો તેનો ભોગ કરવાથી, તથા તેના વિરોધી કર્મ કરવાથી, અથવા બ્રહ્મજ્ઞાનથકી નાશ થાયછે. પ્રારબ્ધ સિવાય પ્રથક જે અવિદ્યાદીપંચ ક્લેશ તેનો નાશ બ્રહ્મજ્ઞાનથકી થાયછે. ૧ અવિદ્યા ૨ અસ્મિતા ૩ રાગ ૪ દ્વેષ ૫ અભીનીવેશ કારણ કાર્યે કરીને અવિદ્યા બે પ્રકારની પહેલાં લખેલી છે. અહંકારની સુક્ષ્મ અવસ્થાને અસ્મીતા મહતત્વ અને સામાન્ય અહંકાર પણ કહેછે. રાગને કામ કહેછે. દ્વેષને ક્રોધ પોતે ગૃહણ કરીને તેનો ત્યાગ કરવો ને અસમર્થ થવું એને અભીનીવેશ કહેછે. બ્રહ્મને જાણેછે તે સર્વ ક્લેશથકી મુક્ત થાયછે. આ શ્રુતિઓનો અર્થછે અહી સુધી સુક્ષ્મ શરીરની ઉત્પત્તિ લખી હવે સ્થુલ શરીરની ઉત્પત્તિ લખુંછું.

પંચીકૃત પંચસ્થુલ ભૂતછે તે આ પ્રકારે—આકાશાદિના તામસ અંશોને લેઈ અર્થાત બુદ્ધિમાં કલ્પના કરી પ્રથમ એક એકના બેબે ભાગ કરવા. અને તેમાં એકને પૃથક રાખી બીજાના ચાર ભાગ કરવા. અને તે ચાર ભાગને પોતપોતામાં છોડી બીજામાં ઉમેરવા એને પંચીકરણ કહેછે. જેનો ભાગ જેમાં અધીક થાયછે તેજ કહેવામાં આવેછે. જેમ મનુષ્ય શરીરને પાર્થીવ કહેછે. પંચીકૃત સ્થુલ ભૂતનું જે રચિત સ્થુલ શરીર તેમાં પંચીકૃત સ્થૂલભૂતછે. અને અપંચીકૃત ભૂતોનાં તામસ અંશનું કાર્ય આ પ્રકારનું છે. પંચીકૃત જે પૃથ્વી તે પૃથ્વીનું કાર્ય અસ્તી કેમકે કઠણ છે. જળનું માંસ કેમકે શીથીળ છે. તેજનું નાડી કેમકે જ્વરની પરિક્ષા કરે છે. વાયુનું ત્વક કેમકે સ્પર્શ કરે છે. આકાશનું કાર્ય રોમ કેમકે તેને કાપવાથી દુઃખ થતું નથી. પંચીકૃત જે જળ તેનાં પૃથ્વિનાં કાર્ય શોણીત, કેમકે પૃથ્વિને સદસ્ય રાતું છે. જળનું શુક્ર કેમકે શ્વેત છે. અને તે થકી ગર્ભ ઉત્પન થાય છે. જળથકી સંપૂર્ણ પદાર્થની ઉત્પત્તિ છે. તેજનું મુત્ર કેમકે ઉષ્ણ છે. વાયુનું પસિનો કેમકે ઘણું ચાલવાથી નીકળે છે. અને વાયુથકી સૂખ થાય છે. આકાશનું લાલ, કેમકે ઉંચે ચડે છે. આકાશ પણ ઉંચુજ છે. પંચીકૃત જે તેજ તેનાં પૃથ્વિનાં કાર્ય આળસ કેમકે આળસમાં જડતા છે. જળનું કાંતી કેમકે જળના સ્પર્શ સ્નાનાદિથી સતેજ દેખે છે. તેજનું ક્ષુધા કેમકે અંનને પચાવે છે. વાયુનું તૃષા કેમકે ઓષ્ટ અને કંઠ સુકાય છે. આકાશનું નીદ્રા કેમકે નીદ્રામાં

નીર્વીકલ્પ થાય છે. પંચીકૃત જે વાયુ તેનું પૃથ્વિમાં કાર્યસંકોચન કેમકે જે વખતે મનુષ્ય સંકોચ કરીને બેસેછે, તે વખતે ભારે અને જડ થાય છે. જળનું ચાલવું કેમકે જળ પોતેજ પ્રવાહી છે. તેજનું ઉઠવું ઉડવું કેમકે ઉઠવા ઉડવામાં ઉંચો થાય છે. અગ્ની પણ ઉંચો જાયછે. વાયુનું દોડવું કેમકે દોડવામાં જોરછે. વાયુમાં પણ વેગ છે. આકાશનું કાર્ય ફેલાવવું કેમકે આકાશ વ્યાપક છે. અને ફેલાવાથી વ્યાપક થાય છે. પંચીકૃત જે આકાશ તેના પૃથ્વિનું કાર્ય કટી છે. જ્યાં મલ રહેછે કેમકે ગંધ સ્થાન છે. જળનું ઉદર કેમકે જળનું સ્થાન છે. તેજનું હૃદય કેમકે ઉષ્ણ રહેછે. વાયુનું કંઠ કેમકે વાયુનું સ્થાન છે. આકાશનું શરીર કેમકે શબ્દ સ્થાન છે. અને અનહત શબ્દ ત્યાંજ થાય છે. પંચીકૃત આકાશનું કાર્ય બીજા પ્રકારનું આચાર્યોએ કોઈ કોઈ જગ્યાએ કથન કરેલું છે. તે આવી રીતે—તેમાં પૃથ્વીનાં કાર્યભય કેમકે ભયથકી અંતઃકરણમાં તમપ્રધાન થાય છે. તમ પૃથ્વિનો ભાગ છે. જળનું મોહ કેમકે જળ સ્નાન થકી ઉત્પન્ન થએલી જે સ્વચ્છતા તેને દેખીને મોહ થાય છે. તેજનું ક્રોધ કેમકે ક્રોધમાં હૃદય ભસ્મ થાય છે. વાયુનું કામ કેમકે કામ અને વાયુ ચંચળ છે. આકાશનું લોભ કેમકે આકાશ અને લોભ આ બેની અવધ નથી કે આ અહીંજ સુધી છે. એ સર્વ નીચેના કોષ્ટકથી સમજવામાં આવશે.

| | પૃથ્વિ | તેજ | જળ | વાયુ | આકાશ |
|---|---|---|---|---|---|
| પૃથ્વી | અસ્થી | માંસ | નાડી | ત્વચા | રોમ |
| જળ | રકત | વિર્ય | મુત્ર | પસિનો | લાળ |
| તેજ | આલસ્ય | કાંતી | ક્ષુધા | તૃષા | નીદ્રા |
| વાયુ | સંકોચન | ચાલવું | ઉઠવું | ભાગવું | ફેલાવું |
| ૧ આકાશ | કમરમાં | પેટમાં | હૃદયમાં | કંઠમાં | મસ્તકમાં |
| ૨ આકાશ | ભય | મોહ | ક્રોધ | કામ | લોભ |

શબ્દગુણ જેમાં રહેછે તે આકાશ તે સાવકાશરૂપ છે. રૂપરહીત સ્પર્શવાળો વાયુ ઉષ્ણ સ્પર્શવાળું તેજ ચાર પ્રકારનું. એક અગ્ની આદિ, સ્વરણાદી, વીદ્યુવાદી, અને જઠરાગ્ની, શીત સ્પર્શવાળું જળ, ગંધવાળી પૃથ્વિ આ જે પંચ ભૂતોમાં લક્ષણ કહેલાં છે. તે દોષને કરીને રહીત છે. જે લક્ષણમાં અવ્યાપ્તિ, અતિવ્યાપ્તિ અસંભવ આ ત્રણ દોસ રહેછે. તે પ્રમાણ થતું નથી. જેમ કોઇ કોઈ પુરૂષે ગૌ કપીલા હોયછે એમ કીધું આ કહેવામાં આવ્યાથી દોષ પ્રાપ્ત થાયછે. કેમકે ઘણી ગૌકપીલા નથી. ફરી તે માણસ કહેવા લાગ્યો કે ગૌ શીંગવાળી થાયછે આમાં અતી વ્યાપ્તી દોષ આવેછે. કેમકે હરણાદીઓને પણ શીંગડાં થાય છે. ફરી તે બોલ્યો કે એક ખરીવાળી ગા થાય છે. આમાં અસંભવ દોષ છે કેમકે આ લક્ષણનો ગૌમાં સંભવ થતો નથી. જે સર્વ દોષ કરીને રહીત તે પ્રમાણ છે. જેમ ગૌ સીંગ તથા સાસના દીવાન ( ડોકનો ધાબળો ) હોય છે. વિચાર કરીને જુઓતો આ લક્ષણ ત્રણ દોષ રહીત છે.

આકાશમાં એક ગુણ શબ્દ. વાયુમાં બે શબ્દને સ્પર્શ, તેજમાં ત્રણ શબ્દ સ્પર્શ, ને રૂપ. જળમાં ચાર શબ્દ, સ્પર્શ, રૂપ ને રસ. પૃથ્વિમાં પાંચ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, તથા ગંધ.

પંચીકૃત પૃથ્વિ આદી થકી બ્રહ્માંડ થયું. બ્રહ્માંડમાં ચૌદ લોક છે. ૧ ભુ ૨ ભુવ ૩ સ્વઃ ૪ મહ ૫ જન ૬ તપ ૭ સત્ય આ સાત ઉપરનાં અને ૧ તલ ૨ વિતલ ૩ સુત્તલ ૪ તલાતળ ૫ મહાતલ ૬ રસાતલ ૭ પાતાલ આ હેઠેનાં સાત લોક છે. બ્રહ્માંડ થકી મનુ અને સત્રુપા થઈ. બ્રહ્માંડમાં જે પૃથ્વિ તે થકી ઔષદ્ધી થઈ. ઔષધ્દિ થકી અન્ન થયું. માતા પીતાએ ભક્ષણ કરેલાં અંન્નનાં જે પરીણામ શોણીત તે થકી સ્થુલ શરીર થયું. શરીર ચાર પ્રકારનું છે. મનુષ્યાદિનું શરીર, જરાયુજ એટલે જર પડદાથકી ઉત્પન્ન થયું. પક્ષી નાગાદીનું શરીર આંડજ એટલે ઈંડાં થકી ઉત્પન્ન થયું. જૂ ઇત્યાદિનું શરીર તે સ્વેદજ એટલે પસિનાથી ઉત્પન્ન થયું. ત્રણાદિ ઉદ્ભીજ એટલે પૃથ્વિને ભેદન કરીને ઉત્પન્ન થયું. વસીષ્ટ, સનકાદિનું શરીર આ ચાર પ્રકારથી પૃથક છે. તે માનસી શ્રષ્ટિમાં છે. પૂ-

શાસ્ત્રોમાં આમ સાંભળવામાં આવેછે કે બ્રહ્મદેવનાં મનથકી ઉત્પન્ન થયા હતા.

આ સ્થૂલ શરીર સમષ્ટી, વ્યષ્ટિ ભેદ કરીને બે પ્રકારનું છે. પંચીકૃત પંચમાહા ભૂતો તેનું કાર્ય બ્રહ્માંડ અને બ્રહ્માંડમાં પચ મહાભૂતોનાં કાર્ય સ્થૂલ શરીરાદીનાં સમૂદાય આ સર્વ સમષ્ટિ અને પૃથક પૃથક સ્થૂલ શરીર વ્યષ્ટિ આ સ્થૂલ સમષ્ટિ કરીને ઉપહિત તેજ માયોપહિત ચૈતન્ય વિરાટ કહેવાય છે. અને સ્થૂલ વ્યષ્ટિ કરીને ઉપહિત તેજ અવિદ્યોપહિત ચૈતન્ય વિશ્વ કહેવાય છે. સમષ્ટિ, વ્યષ્ટિ ને જાતિ, વિભક્તિ, સામાન્ય, વિશેષ વન, વૃક્ષ વત તાદાત્મ્ય થવાથી તે થકી ઉપહીત વિરાટ અને વિશ્વની એકતા છે. જીવની ત્રણ અવસ્થા પ્રસિદ્ધ છે. ૧ જાગૃત ૨ સ્વપ્ન ૩ સુસુપ્તી અને કોઈ કોઈ આચાર્યો મરણ તથા મૂર્છાને પણ અવસ્થા તરીકે ગણે છે. જાગૃતિનો અર્થ સમજવા માટે પ્રથમ ઇંદ્રિય, અંતઃકરણ, શબ્દાદિ વિષય, બોલવાદિ ક્રિયા, સંકલ્પાદિ અંતઃકરણના ધર્મો અને દિક આદિ દેવતાઓની સહીત સંપૂર્ણ પૃથક પૃથક લખુંછું. આ સંકેત લક્ષમાં રાખવો જોઇએ કે એકડા જેને આગળ લખેલા હોય તેને ઇંદ્રિય વા અંતઃકરણ જાણવું. એનેજ અધ્યાત્મ કહેછે. બગડાનો આંકડો જેની આગળ હોય તેને ઇંદ્રિયોનાં વિષય, વા કર્મેંદ્રિઓની ક્રિયા વા અંતઃકરણનો ધર્મ જાણવો. એનેજ અધીભૂત કહેછે. અને ત્રગડાનો આંકડો જેની આગળ હોય તેને દેવતા જાણવો. એને અધીદૈવ કહે છે. જે ઇંદ્રિય તથા મન આગળ જે વિષય, ક્રિયા, ધર્મ, દેવતા લખેલા છે તેને તે ઇંદ્રિ મનાદિનાં વિષય ક્રિયા ધર્મ દેવતા જાણવી. શબ્દાદિ પાંચ ને વિષય બોલવાદિ પાંચને ક્રિયા ને સંકલ્પાદિ ચારને ધર્મ કહે છે. શ્રોત્રાદિ ઇંદ્રિયો સુક્ષ્મ છે. આ સ્થુલ શરીર ઉપર જે નાક કાનાદિ દેખીએ છીએ તે તેમનાં આશ્રય એટલે આ જગ્યા તેમને રહેવાની છે. ઘણું કરીને તે બહીરમુખ રહે છે. કોઈ કોઈ વખતે ભિતરનું જ્ઞાન થાયછે. શ્રોત્ર કાનમાં રહે છે. ઘણું કરીને બાહારના શબ્દને સાંભળે છે. અને કાન બંધ કરવાથી અંતરના શબ્દ સંભળાય છે (૧) શ્રોત્ર કરીને જે શબ્દ સંભળાય છે. તે બે પ્રકારનું છે. એક શાસ્ત્રાદિનો અને ભેરીઆદિનો આ પંચભૂત રહેછે (૨) દીક (૩) ત્વક સંપૂર્ણ શરીરમાં

રહે છે. ઘણું કરીને બાહારનાં શીત કોમળાદિને પોતાનો વિષય કરે છે. કયારે કયારે ઉષ્ણાદિ પદાર્થ ભક્ષણ કરવાથી અંદરના સ્પર્શનું જ્ઞાન થાય છે. (૧) ત્વક કરીને જે સ્પર્શ થાય છે તે પાંચ પ્રકારનું છે. શીત, ગર્મ, નશીત–નગર્મ, કઠીણ અને કોમળ. શીત સ્પર્શ જળમાં. ગર્મ સ્પર્શ તેજમાં–નશીત નગર્મ સ્પર્શ વાયુમાં. કઠિણ કોમળ પૃથ્વિમાં. અને પૃથ્વિનાં કાર્ય જે વસ્ત્રાદિક તેમાં રહે છે. (૨) વાયુ (૩) ચક્ષુ નેત્રમા કૃષ્ણ તારામાં આગ્ર ભાગમાં રહે છે. ઘણું કરીને બાહારના રકત પીતાદી રૂપને દેખે છે. નેત્ર બંધ કરેતો અંતરમાં તમનું જ્ઞાન થાય છે. ૧ ચક્ષુ કરીને જે રૂપ દેખવામાં આવે છે. તે સાત પ્રકારનું છે. ૧ શુકલ ૨ નીલ ૩ પીત ૪ રક્ત ૫ હરીત ૬ કપીશ ૭ અને ચીત્ર આ ભેદ કરી પૃથ્વિમાં રહેછે. અને જળમાં અભાસ્વર શુકલ તથા તેજમાં ભાસ્વર શુકલ રહે છે. ૨ સુર્ય ૩ રસના જીભના આગ્ર ભાગમાં રહે છે. ઘણું કરીને બાહારના રસોનો અનુભવ કરે છે, અને કોઈ વાર ઓડકાર આવવાથી અંતરના રસનું જ્ઞાન થાય છે. ૧ રસનાથી જે રસોનો અનુભવ થાયછે તે છ પ્રકારનું છે. ૧ મધુર, ૨ આમ્લ, ૩ લવતા, ૪ કટુ, ૫ કસાવ, પીત્ત, આ ભેદથી પૃથ્વિમાં રહે છે. અને કેવળ મધુર જળમાં રહે છે. ૨ વરૂણ ૩ ઘ્રાણ નાકમાં બે છીદ્રોના મધ્યમાં રહે છે. ઘણું કરીને બાહારના ગંધને પોતાનાં વિષય કરેછે. અને ઓડકાર થયા છતાં અંદરના ગંધનું જ્ઞાન થાય છે. ઘ્રાણ થકી જે ગંધનું ગ્રહણ થાય છે તે બે પ્રકારનો છે. ૧ સુગંધ ૨ દુર્ગંધ આ પૃથ્વિમાં રહે છે. ૨ અશ્વનીકુમાર ૩ અહીં સુધી જ્ઞાનેંદ્રીઓનું નિરૂપણ થયું. વાક્જીબ્હામાં ૧ બોલવું ૨ અગ્ની ૩ પાણી હાથમાં ૧ દેવું લેવું ૨ ઈંદ્ર ૩ પાદ ચરણમાં ૧ ચાલવું ફરવું ૨ વિષ્ણું ૩ ઉપસ્થ મુત્ર કરવાનાં જે ચિન્હ આ શરીરમાં છે ત્યાં ૧ મઈથુન મુત્ર ત્યાગ ૨ પ્રજાપતિ ૩ પાયુ મલ ત્યાગ કરવાનાં જે ચિન્હ આ શરીરમાંછે ત્યાં ૧ મળ ત્યાગ ૨ મૃત્યુ ૩ અહીં સુધી કર્મેદ્રિયોનું નીરૂપણ થયું. અંતઃકરણ હૃદય ગોલકમાં રહેછે તે વૃતિભેદથી ચાર પ્રકારનું છે. મન, બુદ્ધિ, ચીત્ત, અહંકાર મન ૧ સંકલ્પ વિકલ્પ મનો રાજ્યાદિ ૨ ચંદ્ર ૩ બુદ્ધિ ૧ પદાર્થનો નિશ્ચય કરવો ૨ બૃહસ્પતિ ૩ ચિત્ ૧ ચીંતન કરવું ૨ ક્ષેત્રજ્ઞ ૩

અહંકાર ૧ આ મારૂં કરેલું છે આ મારે કરવા યોગ્ય છે, ૨ ૩૬ ૩ અમાન, અદંભ, અહિંસા, ક્ષમા, આર્જવ, વૈરાગ્ય, શમ દમ, મુક્તિની ઈચ્છા, સંતોષ, ઔદાર્યાદિ અને એવીજ બીજી ઘણી સત્વગુણુ અંતઃકરણુની વૃત્તિયો છે. તૃષ્ણા, દંભ, લોભ, અહંકાર, અશમ, ભોગેચ્છા ચપળતા, અભિમાન, રાગાદિ રજોગુણુની વૃત્તિયો છે, અને નિદ્રા, આલસ્ય, પ્રમાદ મોહાદી તમોગુણની વૃત્તિઓ છે. એટલે આ સંપૂર્ણ અંતઃકરણુનો ધર્મ છે. જે સંકલ્પ વિકલ્પવાળી વૃત્તિ છે તે મનનિ, નિશ્ચયવાળી બુદ્ધિની, અનુસંધાનાત્મક ચીત્તની, અને અભિમાનાત્મક અહંકારની છે. સાત્વિકથી વૈરાગ્યાદિ થયા તે થકી પુણ્ય નિષ્પત્તિ રાજસથી કામ ક્રોધાદિ થયા. તે થકી પાપોત્પત્તિ અને તામસથી ભ્રાંત્યાદિક થયા થકી બેઉ આ લોક પરલોક ન મળતાં છતાં વૃથા આયુષ્ય ક્ષીણુ થાય છે. એ બધાંની સમજણુ નીચેના કોષ્ટકમાં આપી છે.

| ભૂત | જ્ઞાનેંદ્રિય | વિષય | જ્ઞાનેંદ્રિયોના દેવતા. | કર્મેદ્રિય | ક્રિયા | કર્મેદ્રિયોના દેવતા. |
|---|---|---|---|---|---|---|
| આકાશ | શ્રોત્ર | શબ્દ | દિક્ | વાક્ | બોલવું | અગ્નિ |
| વાયૂ | ત્વક્ | સ્પર્શ | વાયુ | પાણી | દેવું લેવું | ઈંદ્રિ |
| તેજ | ચક્ષુ | રૂપ | સૂર્ય | પાદ | ચાલવું | વિષ્ણુ |
| જલ | રસના | રસ | વરૂણુ | ઉપસ્થ | મૈથુનાદિ | પ્રજાપતિ |
| પૃથ્વિ | ઘ્રાણુ | ગંધ | અશ્વનિકુમાર | ગુદા | મલત્યાગ | મૃત્યુ |

શ્રોત્રાદિ ઇંદ્રિયોની જે દિક્ આદિ દેવતાઓ તે થકી યુક્ત જે શ્રોત્રાદિક ઇંદ્રિયો તે થકી પોત પોતાનાં વિષયોનું અનુભવ થવું તે જાગૃત અવસ્થા અને સ્થુલ શરીર મન ઇંદ્રિ આદિનો આશ્રય આ એનો જે અભિમાની જીવ તે વિશ્વ કહેવાય છે. પહેલાંજ વીશ્વ વીરાટ્ની એકતા લખી છે. એ માટે ભેદની વૃત્તિ થવા સારૂ વિશ્વને વિરાટ કરી જુઓ, જાગૃત અવસ્થામાં ભોગ દેવાવાળા જે કર્મ તેના ઉપરામ થવા છતાં જાગૃત અવસ્થામાં જે દેખ્યું સાંભળ્યું તે સંસ્કાર

કેવળ અંતઃકરણથી છે. જે નિદ્રામાં પ્રપંચની પ્રતિતી તે સ્વપ્નાવસ્થ. જાગૃત અવસ્થાના અભિમાની જે વિશ્વ તેજ આ સ્વપ્નાવસ્થા ને સુક્ષ્મ શરીરના અભિમાની થવાથી તૈજસ કહેવાય છે. તૈજસ હીરણ્યગર્ભની એકતા છે. તૈજસને હીરણ્યગર્ભ રૂપથી જુઓ. ૨ જાગૃત અને સ્વપ્નઅવસ્થામાં જે ભોગ પ્રધકર્મ તેના ઉપરાંમ થવા છતાં સ્થૂલ સુક્ષ્મ શરીરના જે અભિમાન તેની નિવૃત્તી થવાથી બુદ્ધિનું જે કારણાત્મામાં સ્થિત થવું તે સુશુપ્તિ અવસ્થા મેં કંઈ જાણ્યું નથી. મેં સુખપૂર્વક નીંદ્રાનો અનુભવ કીધો. એવી જાગૃત અવસ્થામાં જે અવસ્થાની વ્યવસ્થા કહેછે ને સુશુપ્તિ અવસ્થા તાત્પર્ય જે અવસ્થામાં બુદ્ધાદિ સર્વ લયને પામેછે તે સુશુપ્તિ સ્વપ્નાવસ્થાના જે અભીમાની તૈજસ તેજ આ સુશુપ્તિ અવસ્થાના અને કારણ શરીરના અભીમાની થવાથી પ્રાજ્ઞ કહેવાયછે. પ્રાજ્ઞ અને ઈશ્વરની એકતાછે. પ્રાજ્ઞને ઈશ્વર રૂપ કરી જુઓ. આજ પ્રાજ્ઞ અવસ્થા ત્રય અને શરીર ત્રયનાં અભીમાન છોડી શુદ્ધ પરમાત્મા થાયછે.

જો આ ઉપાસનાઓ કરે કે હું વિરાટ, વા હીરણ્યગર્ભ, વા ઈશ્વરવા શુદ્ધ બ્રહ્મછું. તો તેથી તો તેવા ફળો થશે. એટલે ઉપાસક, વિરાટઆદિઓની ઉપાસના કરવાથી વીરાટાદિ થાયછે. તેવા પ્રકારની ઉપાસનાઓ ઉપનીશદાદિમાં સારીપેઠે ફળ સહિત લખેલી છે. અને બીજા પણ વાદી ઉપાસનાઓ શુદ્ધ બ્રહ્મથી તે પાષાણાદિ મૂર્ત્તી પર્યત છે. જેમ પોતાનું સામર્થ્ય હોય તેમ ભેદ ઉપાસનાઓ વા અભેદ ઉપાસનાઓ વેદ તથા શાસ્ત્રમાં દેખીને નિશ્ચય પૂર્વક કરવી, પરમેશ્વરની જે પ્રમાણે જેવી ઉપાસના કરશે તે પ્રમાણે તેવું ફળ થશે. શુદ્ધ બ્રહ્મની અભેદ ઉપાસના મુખ્ય છે અને ઈશ્વર હીરણ્યગર્ભ વિરાટ આદીની અભેદ ઉપાસના તથા વિષ્ણુ, શિવાદી, રામકૃષ્ણાદિની ભેદ ઉપાસના, નામોચ્ચારણાદિ, પાષાણ મૂર્ત્તીઓનાં અર્ચનાદિ ઉપાસના ઉત્તરોત્તર ગૌણછે. જો સુદ્ધ બ્રહ્મની અભેદ ઉપાસના ન થઈ શકે તો શ્રી શિવજીની ભેદ ઉપાસના કરવાથી જ્ઞાન દ્વારા મૂક્તિ મળવામાં કશો સંદેહ નથી. જેમ અરણ્યમાં પુરૂષની છાયાને દેખી તેના ઉપર આવેલા જે સિંહ તેને પુરૂષ પ્રાપ્તિ અવસ્ય થાયછે. આજ સિદ્ધ કરવા માટે મણી પ્રભાદિ ઘણાં દષ્ટાંતો છે. અષ્ટવક્રાજીનું વાક્ય એવું છે

છે, જેવી જેની મતી તેવી તેની ગતી એટલે દાસોહં એવી જેની મતી છે તે દાસજછે. અને બ્રહ્માસ્મી એવી જેની મતી છે તે બ્રહ્મજ છે. આ વિષય શ્રુતી પ્રમાણુ બ્રહ્મવેત્ત બ્રહ્મૈવ ભવતિ.[1] આ પ્રકારે બ્રહ્મનું તટસ્થ લક્ષણુ નિરૂપણુ કીધું. એને અધ્યારોપ કહેછે. હવે એનો અપવાદ લખુંછું—અધીષ્ટાનમાં ભ્રાંતિના યોગથી જે પ્રતિત થયું તે ભ્રાંતિને અધીષ્ટાનથી વ્યતિરેક કરીને ભ્રાંતિનો અભાવ નિશ્ચય કરવો. જેમ શૂક્તિમાં રજતની ભ્રાંતિ પ્રતિત થાયછે. શૂક્તીનો રજતથી વ્યતિરેક કરીને આ રજત નથી શુક્તીછે. આજે રજતનો અભાવ નિશ્ચય કરવો એને અપવાદ બાદ વિલાપન કહેછે. આ બાધ ત્રણુ પ્રકારનોછે. ૧ શાસ્ત્ર પ્રમાણુ કરીને. ૨ જુક્તિથી. ૩ પ્રત્યક્ષ પ્રમાણુથી વેદ કહે છે કે આ પ્રપંચ ભ્રાંતિરૂપમાં બ્રહ્મથી પ્રથક નથી. એક શુદ્ધ બ્રહ્મજ આ પ્રમાણે શાસ્ત્રે કરીને પ્રપંચથી બ્રહ્મનો વ્યતિરેક કરીને પ્રપંચનો અભાવ નિશ્ચય કરવો. આ શાસ્ત્ર પ્રમાણુથી જગતનો બાદ ૧ ઘટથકી મૃતિકાનો વ્યતિરેક કરીને ઘટનો અભાવ નિશ્ચય કરવો. અને જે દૃષ્ટિગોચર તેને ભ્રાંતિજછે. એમ નિશ્ચય કરીને બ્રહ્મનોજ નિશ્ચય કરવો. આ યુક્તિ કરીને જગતનો બાધ આ જગત બ્રહ્મછે, એમ એ પ્રકારે માનવું જોઈએ. બ્રહ્માંડમાં જેટલા પદાર્થ તે બધામાં પાંચ વસ્તુઓ છે. ૧ છે. ૨ ભાન થાયછે. ૩ પ્રિયછે. ૪ નામને ૫ રૂપ. સંસ્કૃતમાં અસ્તિ ૨ ભાંતિ. ૩ પ્રિય. ૪ નામ. અને ૫ રૂપ. એમ કહેછે. પ્રથમના ત્રણુ અંશ સચ્ચિતાનંદ બ્રહ્મનાછે. ઘટાદી પદાર્થોના નાશ થયા છતાં આનો નાશ થતો નથી અને નામ તથા રૂપ આ માયાનાંછે. માયાનો નાશ થવાથી તેનું કાર્ય નામ તથા રૂપ આ અંશો નાશને પામેછે. અન્વય વ્યતિરેકથી બ્રહ્મનો નિશ્ચય થાયછે. તેજ લખુંછું—જેમ એક ઘટ પદાર્થ છે. ભાન થાય છે. પ્રિય છે આ ઘટમાં બ્રહ્મનો અનવય, ફરી, ઘટ ફુટી ગયો. માયાના બે અંશ નામ તથા રૂપનો નાશ થયો. ઘટમાં માયાના બે અંશોનાં વ્યતિરેક છે. તથાપી બ્રહ્મના અન્વયજ છે. શી રીતે ? ઠાકરીઓ છે. ભાન થાયછે. પ્રિય છે. છે. ભાન થાયછે પ્રિયછે આ બ્રહ્મના ત્રણુ અંશ તેમાં છે. ફરી તે ઠીકરી-

---

१ ब्रह्मवित्ब्रह्मैवभवती इतीश्रुते.

ઓનું કાળ પામી સ્ફુરણ થયું માયાના બે અંશ નામ તથા રૂપ જે તેમાં હતા તેનો પણ નાશ થયો, માયાના બેઉ અંશોના સ્ફુરણમાં વ્યતિરેક છે. અને બ્રહ્મનો અન્વય છે. સ્ફુરણ છે. ભાન થાય છે. પ્રિય છે. ફરી તે સ્ફુરણ કાળ પામીને નષ્ટ થવાથી માયાનાં બેઉ અંશ નષ્ટને પામી ગયાં. સ્ફુરણમાં માયાના અંશનાં વ્યતીરેક છે. અને બ્રહ્મનો અનવય છે, કેમકે? સ્ફુરણનો અભાવ છે. ભાન થાય છે. અને પ્રિયછે. આ ત્રણનો અંશ જેમ પૂર્વે ઘટમાં હતા તેમજ ઘટના અભાવમાં છે. આ પ્રમાણે સર્વે પદાર્થોમાં અન્વય વ્યતીરેક કરીને બ્રહ્મનો નિશ્ચય કરવો. ત્રણે અવસ્થામાં અન્વય વ્યતિરેક સમજવું જોઇએ. જાગૃત અવસ્થામાં, સ્વપ્ન, તથા સુશુપ્તિનો વ્યતિરેક છે. અને આત્માનો અન્વય છે. સ્વપ્નાવસ્થામાં જાગૃત સુશુપ્તિ અવસ્થાનો વ્યતિરેક છે. અને આત્માનો અન્વય છે. સુશુપ્તિ અવસ્થામાં જાગૃત સ્વપ્નાવસ્થાનો વ્યતિરેક છે, અને આત્માનો અન્વય છે. તથા તુર્યાવસ્થામાં જાગૃત, સ્વપ્ન, સુશુપ્તિ અવસ્થાનો વ્યતિરેક છે, અને આત્માનો અન્વય છે. આ પ્રમાણે બુદ્ધિવાળાઓએ સર્વત્ર એમજ વિચાર કરવો. પ્રસંગ એજ હતો કે યુક્તિથી જગતનો બાદ થાય છે. એનો ક્રમ એવોછે કે સમસ્ત સ્થૂલ પ્રપંચનો સ્થૂલ મહા ભૂતમાં લય કરવો. એવો નિશ્ચય કરવો કે પંચભૂતથી પૃથક કંઈ પણ નથી. પુનઃસ્થૂલ ભૂતનાં અને સુક્ષ્મ ભૂતનાં કાર્ય ઇંદ્રિય મનાદિનો પંચ સુક્ષ્મ ભૂતમાં લય કરવો. પુનઃ પૃથ્વિનાં જલમાં, જળનું તેજમાં, તેજનું વાયુમાં, વાયુનું આકાશમાં, આકાશનું અહંકારમાં, અહંકારનું મહતત્વમાં, મહાતત્વનો લય અજ્ઞાનમાં કરવો. અજ્ઞાન મીથ્યા છે. જેમ સુક્તિમાં રજત-રૂપી, અજ્ઞાનનો શુદ્ધ ચૈતન્યમાં લય કરવો. એવા અભ્યાસે કરીને ચીંતવન કરવું કે હું શુદ્ધ બ્રહ્મ સચ્ચિદાનંદ પરિપૂર્ણ નિત્ય મુક્તછું. જો કદાચીત્ વ્યવહાર દશામાં ફરી પ્રપંચનું ભાન થાય તો ફરી આજ પ્રમાણે અન્વય વ્યતિરેક કરીને ચૈતન્ય સિવાય બીજુ પૃથક કશું નથી, એમ જાણવું. જેમ કોઈ એક મૃગને રેતમાં ભાન થયું કે આ જળ છે. ત્યારે તે તેની આગળ ગયો, અને નેત્રથી દેખી, સીંગડાંથી ખોદી, પગથી ઉસરડી, એમ નિશ્ચય કીધો કે આ જળ નથી. તદનંતર પુર્વસ્થળ ઉપર આ-

બીને તેજ જગ્યા જોઈ તો ફરી ભ્રાંતિથી જળ દેખવામાં આવ્યું. તથાપી તે નિશ્ચય કરીને એ જાણેછે કે એ જળ નથી ભ્રાંતિ છે. જો પશુની આ બુદ્ધિ કે તે મૃગ તૃષ્ણામાં ફરી પ્રવૃત્ત થતો નથી તો બુદ્ધિવાન જેને શ્રુતિ. સ્મૃતિ યુક્ત તથા અનુભવથી બ્રહ્મનો નિશ્ચય કર્યો છે, તે સંસારને શી રીતે સત્ય માનશે? સંસારનો મિથ્યા ભાસ તેને ત્યાંજ સુધીછે કે જ્યાં સુધી પ્રારબ્ધ કર્મ રચીત સ્થુલ શરીરનો નાશ થયો નથી.[1] તદનંતર તે મુક્ત રૂપજ છે. મુક્તીથી સંસારનો બાદ આજ કે સંસારને મિથ્યા જાણવો. અને હું બ્રહ્મછું આ મહાવાક્ય શ્રવણ કરવાથી જે અપરોક્ષ જ્ઞાન થયું અને બ્રહ્મ સાક્ષાતકારથી જે અજ્ઞાનની નીવૃત્તિ તે પ્રત્યક્ષ બાદ ૩ આ ત્રણ પ્રકારે કરીને સંસારનો બાદ કરવો તેને અપવાદ કહે છે. અધ્યારોપ અપવાદથી જે તત્વપદનું સાધન થયું તે દેખાડુંછું. માયા આદી લઇને સ્થૂલ સમષ્ટી પ્રપંચ પર્યંત જડ ૧ અને તે થકી ઉપહીત ચૈતન્ય ૨ તથા આ બેઓના આધાર અનુપહિત ચૈતન્ય ૩ આ ત્રણે પૃથક છે. આને આ ત્રણેનું તપ્ત લોહ પીંડવત્ એ પ્રતિત થવું આ તત્પદનો વાચ્યાર્થ. અને પૃથક જે અખંડ ચૈતન્ય તે તત્પદનો લક્ષ્યાર્થ. અવિદ્યા આદી લઇને તે સ્થુલ વ્યસ્ટિ પ્રપંચ જડ ૧ તે થકી ઉપહિત ચૈતન્ય ૨ અને આ બેઉનો આધાર અનુપહિત અખંડ ચૈતન્ય ૩ આ ત્રણે પ્રથક છે. આ ત્રણેનું તપ્ત લોહ પીંડવત્ એક પ્રતિત થવું તે તત્વપદનું વાચ્યાર્થ—અને પૃથક અખંડ ચૈતન્ય તત્વ પદનો લક્ષ્યાર્થ. આ બેઉ તત્ અને ત્વંપદનાં લક્ષ્યાર્થને ગ્રહણ કરવો અને વાચ્યાર્થને મીથ્યા જાણી વાચ્યાર્થનો ત્યાગ કરવો. ત્રય સંબંધ સહીત જહદાજહલ લક્ષણાથિ તેજ આ દેવદત્ત છે. આ લૌકીક વાકયવત્ તત્વમસીએ મહાવાકય અખંડાર્થનું બોધક છે. ત્રય સંબંધાર્થ શાસ્ત્ર ભણ્યા વગર યથાસ્થિત ધ્યાનમાં આવતો નથી. તથા પ્રાકૃત ભાષામાં પણ લખાતો નથી. એ માટે બાળકોને ધ્યાનમાં આવવા સારૂ તાત્પર્ય માત્ર લખુંછું. ૧ સામાન્યાધિ કર્ણ ૨ વિશેષણ વિશેષ ભાવ ૩ લક્ષ્ય લક્ષણભાવ સમાન છે. અધીકરણ જેનું તે સમાના-

1 तस्यतावदेवचिरंयावन्नविमोक्ष्येऽथसंपत्स्ये इतिश्रुते.

ધીકરણ જે જેમાં રહે છે તેને અધીકરણ કહે છે. કોઇએ કીધું કે તે આજ દેવદત્ત છે. તે એટલે શ્રી કાશીજીમાં સોળ વરસની અવસ્થામાં ગૃહસ્થાશ્રમથી યુક્ત તમે અમે દીઠેલા તે આજ. હવે આજ એટલે હમણાં હરદ્વારમાં હાથમાં દંડ કમંડળ લઈ મધુકરી માગતાછતા ત્રીસ વરસની ઉમરને દેખીએછીએ. તે આજ દેવદત્તછે. પૂર્વ શ્રી કાશી અને તેની સોળ વરસની અવસ્થા અને હરદ્વાર ત્રીસ વરસની અવસ્થાદીનો ત્યાગ કરી કેવળ દેવદત્તના પીંડ માત્ર ઉપર દૃષ્ટિ કરીને જુએતો આ અર્થ થઈ શકેછે કે તે આજ દેવદત્તછે. કહેલા અર્થમાંથી કોઇનો ત્યાગ અને કોઇનું ગ્રહણ કરવું એને જહદાજહદ લક્ષણ કહેછે. તે આજ દેવદત્ત આ વાક્યનો અર્થ જહદાજહદ લક્ષણથી યથાર્થ થઈ શકેછે. આ વાક્યમાં જેવી જહદાજહદ લક્ષણા છે તેવીજ કેટલાએક વાક્યોમાં જહદ લક્ષણાછે. કેટલાએકમાં અજહદ લક્ષણા હોયછે. તાત્પર્ય જે વાક્યનો અર્થ યથાર્થ ધ્યાનમાં ન આવતો હોય અથવા કાંઇ વિરૂદ્ધ ભાસમાન થતો હોયતો તે વાક્યનો અર્થ લક્ષણા શક્તિ વ્યંજનાદિ કરીને યથાર્થ થાયછે. એ વાક્યોનો વિસ્તારથી લક્ષણ લખીએતો ગ્રંથનો વિસ્તાર થાય એ માટે થોડાં ઉદાહરણો લખુંછું. એનું અહીં કશું પ્રયોજન પણ નથી. જહદ લક્ષણાઓ થાયછે કે જ્યાં કહેતા વાક્યાર્થનો ત્યાગ કરીને બીજો કરવો. જેમ કોઇએ કહ્યું કે ગંગામાં ગામછે. ત્યાંથી દૂધ લઈ આવજો ત્યારે તેણે વિચાર કીધો કે ગંગામાં ગામનું થવું અસંભવછે. એ માટે ગંગાતીરના ગામમાંથી દૂધ લઈ આવ્યો. કહેવાવાળાનો તાત્પર્ય તીર ઉપર હતો. જહદ લક્ષણાથી આ અર્થ થાયછે. અજહદ લક્ષણા ત્યાં કે જ્યાં કહેલા વાક્યાર્થનો ગ્રહણ કરીને બીજો પણ બનાવીને લેવો. જેમ કોઈએ કહ્યું કે તું અહીં બેસીને દુધનું કાગડાથી રક્ષણકર તેને અજહદ લક્ષણાથી કાગડા તથા બીજા જે દુગ્ધ ઘાતક પ્રાણીઓ તે થકી દુધનું રક્ષણ કર્યું. કેમકે તાત્પર્ય દુધ રક્ષણમાં હતો. વાક્યર્થના તાત્પર્યને સમજવું તેને વ્યંજના કહેછે. જેમ કોઈએક સ્ત્રી પોતાના પતીને નીકળતી વખત તે તેને બોલી કે મને આ વખતે " તમે જશો નહીં." એમ કહેવું તો એ કહેવું અમંગલછે અને "જજો" તો એ કહેવું પ્રેમ રહીત જેવું થાય તથા " જેવી તમારી ઇચ્છા હોય એમ કરજો"

તો એ કહેવું ઉદાસીવત જણાયછે. તેથી હું એમજ કહુંછું કે જ્યાં તમો જશો ત્યાં ઈશ્વર મને જન્મ આપે, અર્થાત તમારા જવાંથી હું મરીશ પ્રસંગ સામાન્યાધીકરણનો હતો તે સાંભળો—તે અને આ પદોમાં જેમ દેવદત્તનો પીંડ અધીકરણ છે, તેમજ તત્વં આ પદોમાં શુદ્ધ ચૈતન્ય અધીકરણ છે—તત્વં પદમાં સમાનાધીકરણ છે તે સંબંધછે. જેમ તે અને આ એમ કહો. અથવા આ અને તે એમ કહો. એમજ તત્વં એમ કહો અથવા ત્વંતત્ એમ કહો. આ તત્વં પદાર્થના વિશેષણ વિશેષ્ય ભાવ સંબંધ છે. જેમ તે અને આ એ શબ્દોના અને એનો અર્થના લક્ષ લક્ષણ ભાવ સંબંધ છે. તે અને આ એ બે ઉપહીતો લક્ષણ છે અને આ લક્ષણથી જે લક્ષીત થાયછે, તે લક્ષ. દેવદત્તનો પીંડછે એમજ તત્વં પદનો અને તેના અર્થનો લક્ષલક્ષણ ભાવ સંબંધછે, તત્વં આપદ લક્ષણ અને આ લક્ષણ થકી જે લક્ષીત થાયછે તે લક્ષ એક શુદ્ધ ચૈતન્ય છે. આ પ્રકારે સંબંધ ત્રયથી અખંડાર્થનો બોધ થાયછે. જીવની ઉપાધિ, અવિદ્યા, અલ્પજ્ઞાદિ તથા ઇશ્વરની ઉપાધિ માયા, સર્વજ્ઞાદિ, આ બેઉ ઉપાધિનાં જહદાજહ લક્ષણાથી ત્યાગ કરીને તાત્પર્ય તત્વં પદાર્થનાં વાક્યાર્થનો ત્યાગ કરીને લક્ષાર્થને ગ્રહણ કરવો. કેવળ એક શુદ્ધ ચૈતન્યમાં લક્ષણા કરવી ત્યારે તત્વંમસી આ મહા વાક્યાર્થનો અર્થ અખંડાર્થ નિશ્ચય થાયછે. અખંડાર્થ એટલે સ્વગત ૧ જેમ વૃક્ષથી પત્ર પુષ્પાદિનો ભેદ સજાતીય ૨ જેમ લીંબુ. આમ્રાદિનો ભેદ અને વિજાતીય એટલે જેમ વૃક્ષ અને પાષાણાદિનો ભેદ આ ત્રણ ભેદથી જે રહીત તે અખંડ અથવા દેશકાળ વસ્તુ થકી જે પરિછિન્ન ન થાય તે સર્વ વ્યાપક થવાથી બ્રહ્મદેશ પરિછિન્ન નથી. નીત્ય થવાથી કાળ પરીછીન્નેથી તથા સર્વાત્મા થવાથી વસ્તુ પરિછિન્ન પણ નથી. જે આ શરીરમાં સચ્ચિદાનંદ ભાન થાયછે, તેજ બ્રહ્મ. અમે જેને બ્રહ્મ કહીએછીએ તેજ સચ્ચિદાનંદ છે. એવું જ્યારે જ્ઞાન થાય ત્યારે ત્વં પદાર્થનો અર્થ જીવજ કરીને સમજવામાં આવ્યું હતું. તે તેજ વખતે નહીં જેવો થાયછે. અને તત્પદાર્થનો અર્થ પરોક્ષ હતો તે તેજ વખતે અપરોક્ષ થાયછે. પરંતુજ્ઞાન થકી શું થાયછે તે કહુંછું—પ્રથમ જે ત્વં પદાર્થનો અર્થ જીવજ કરીને સમ-

જવામાં આવ્યો હતો તે અપરોક્ષ પરમાનંદ રૂપ કરીને શેષ રહેછે. આ પ્રમાણે તત્વમસી મહાવાક્યાર્થ શ્રવણથી, મનનથી. અને નીદિધ્યાસનથી જે અપરોક્ષ જ્ઞાન થયું તે જ્ઞાન થકી જે અજ્ઞાનની નીવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તી એનું નામ મોક્ષ.

( બીજો તરંગ સમાપ્ત. )

## તરંગ ત્રીજો.

હે વાચકઃ—કર્મ કાંડીઓ અને ઉપાસક સ્વર્ગ વૈકુંઠાદિની પ્રાપ્તિને સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય તથા સાયુજ્ય નામ થકી મુક્તી કહેછે. તેઓ નામ માત્ર મુક્તિ છે. સાક્ષાત મુક્તિ નથી. કેમકે અનીત્ય થવાથી જેમ કોઈએ કહ્યું કે "આ પુરૂષ સિંહ છે" તે પુરૂષ કાંઈ સાક્ષાત સીંહ નથી, સીંહ જેવો ગુણ તેમાં છે. એમજ સાક્ષાત મુક્તિમાં જે દુઃખની નિવૃત્તિ અને પરમાનંદની પ્રાપ્તિછે, તેવો ગુણ આમાં કાંઈ કાંઈ થોડો થોડો છે. બીજા અધ્યાયના અંતમાં જે મુક્તીનું સ્વરૂપ વર્ણન કર્યું છે, તે મુક્તી બે પ્રકારની છે. ૧ જીવનમુક્તી. ૨ વિદેહ મુક્તી. જીવનમુક્તી ત્રણ પ્રકારની છે. ૧ શ્રેષ્ટ, ૨ મધ્યમ, ૩ કનીષ્ટ. જીવતાં છતાં તે આનંદને પ્રાપ્ત થવું, અર્થાત સ્વભાવથકી નીર્વીકલ્પ સમાધી રહેવી. ૧ પ્રયત્નથી અંતઃકરણની બહીર મુખવૃત્તિઓનો નિરોધ કરવો. ૨ આત્મા અસંગ છે, અને સુખ દુઃખાદિ સંપુર્ણ ધર્મ અંતઃકરણનાં છે; એવો દૃઢ નિશ્ચય થયા છતાં સુખ દુઃખથી અંતઃકરણ વ્યાકુલ થવું, આ કનીષ્ટ જીવનમુક્તી છે. ૩ દેહપાત પછી તે આનંદને પ્રાપ્ત થવું, આ વીદેહ મુક્તી શ્રેષ્ટ, જીવનમુક્તી માટે એમ નીયમ નથી કરવામાં આવ્યો કે બધા જ્ઞાનીઓને પ્રાપ્ત થાય છે. જેમ ઔષધ કરવાથી રોગની શાંતી થાય છે, એમજ પ્રયત્ન કરવાથી શ્રેષ્ટ જીવનમુક્તી પ્રાપ્ત થઈ શકેછે. પરંતુ એવો કાંઈ નીયમ નથી કે ઓષધી કરવાથી નિશ્ચયપૂર્વક રોગ નીવૃત થાય છે. પુરૂષાર્થવાદી એમ કહેછે કે "પ્રયત્નજ મુખ્ય છે."

કોઈ પ્રતિબંધથી જો જીવન મુક્તી નહીં થશેતો વિદેહ મુક્તી પ્રાપ્ત થવામાં કશો સંદેહ નથી એ વાતને સિદ્ધ કરૂંછું.—જ્ઞાનની

સાત ભૂમીકાઓ છે. પ્રથમની ત્રણ સાધન ભૂમીકાઓ છે, તથાપી એ તેમને જ્ઞાનનીજ ભૂમીકા માને છે. ચોથીમાં અપરોક્ષ જ્ઞાન થાય છે. શૌચ, સ્નાનાદિ આ આર ગંગાદિ તિર્થોનાં સેવન, વિષ્નુ શીનાદીઓની પાષાણુ મુર્ત્તીઓની પૂજા, અશ્વમેધાદિ યજ્ઞ, અતિથી અભ્યાગતોને અન્ન વસ્ત્રાદિનું દાન, તથા એવાં એવાં બીજાં કર્મો કરવાં એને આ પ્રથમ ભૂમિકા કહેછે. સગુણ પરમેશ્વરના ગુણાનુવાદ સાંભગી પરમેશ્વરમાં અનુરાગ થવું, પરમેશ્વરના ભક્ત તથા સાધુ બ્રાહ્મણાદિમાં પ્રિતિ; મન, વાણી શરીર અને ધન થકી તેમનો સત્કાર, કદાચિત્ સાધુ પુરૂષો આપણે ઘેર આવેતો મનને આનંદીત થવું, અને માનવું કે અમારૂં પ્રારબ્ધ મોટું છે. આ મનથકી સત્કાર વાણીથી ઉચ્ચાર કરવો કે માહારાજ તમારા આવવાથી ઘણું સારૂં થયું. તમે જંગમ તિર્થછો. અમારા જેવાનો ઉદ્ધાર કરવા માટેજ તમે ફરોછો. હાથ જોડીને ઉભા રહેવું. પગ દબાવવાદી સેવા કરવી અથવા જ્યાં મહાત્માઓના ઉતારા હોય ત્યાં જઈ તેમની સેવા આકરી કરવી. યથા શક્તિ યથાધિકાર ધન કીંવા અન્ન વસ્ત્રાદિ દેવું, અને નીત્યાનીત્ય વસ્તુ વિષય પૂછવું એવાં કર્મ આદી લઈ બીજાં એવાંજ કર્મો તે બીજી ભૂમિકા. ૨ સંસારના પદાર્થોને દુઃખરૂપ, અને અનીત્ય જાણી તે થકો વૈરાગ થવું, જેવું શ્રી રામચંદ્રજીને થયું હતું. આ કથા યોગ વસીષ્ટના વૈરાગ્ય પ્રકરણમાં જોવી. અને સાધન ચતુષ્ટય "સંપન્ન" થઇને વેદાંત શાસ્ત્રનું શ્રવણ કરવું આ ત્રીજી ભૂમિકા. ૩ શક્તીને વીશે રજતવત સંસારને મીથ્યા જાણી પોતાનાજ નીજ સ્વરૂપનો બોધ થવો; કે આ હુંછું. આજ ચોથી ભૂમિકા. ૪ આજ વિદેહ મુક્તિનો હેતુ છે. ચોથી ભૂમિકાવાળાનું લક્ષણ એજછે કે જેમ કોઈ પુરૂષ સમુદ્ર કીનારે ઉભો છે. તે જ્યારે જળ તરફ દ્રષ્ટિ કરે છે ત્યારે જળજ દેખે છે. અને જ્યારે પછવાડે જુએછે ત્યારે વૃક્ષ મંદીરાદી દેખે છે. એમજ જ્યારે તે પુરૂષ પોતાનાં સ્વસ્વરૂપનું અનુસંધાન કરે છે, ત્યારે સંસારનો અભાવ અને સ્વસ્વરૂપ સાક્ષાત પ્રતિત થાય છે. અને વ્યવહાર વખતે સંસારનું સુખ, દુઃખ, શોક, મોહાદિ જેવા પૂર્વે થતા હતા તેમજ ભરજીત (ભુંજેલ) બીજવત પ્રતિત થાય છે

જેમ ભરજીત બીજ ક્ષુધા નીવારણાર્થે સમર્થ છે; પરંતુ તે થકી વૃક્ષોત્પત્તિ થઈ શકતી નથી, તેમજ તે જ્ઞાનીને વ્યવહાર સુખ દુઃખનાં હેતુ છે, પરંતુ જન્મનો નથી. અને તેને અજ્ઞાની જેવાં સુખ દુઃખો પણ થતાં નથી. આ વાત ભૂમિકા નીરૂપણ થયા બાદ દૃષ્ટાંતાદિક દઈ સીદ્ધ કરીશ. ચોથી ભૂમિકામાં શરીર ચાંડાલના ઘરમાં છુટો, વા કાશી ક્ષેત્રમાં છુટો, આનંદ પૂર્વક છુટો, વા મૂર્છા, રોગ, ફાંસી, તરવારના ઝાટકાથી છુટો, તેને મુક્તી થવામાં કંઈ સંદેહ નથી.[1] જ્યારે તેને જ્ઞાન પ્રાપ્ત થાય છે, ત્યારેજ તે મુક્ત થયો. જેવી રીતે ભણેલી વીદ્યા સ્વપ્ન, સુશુપ્તી, મૂર્છાદિમાં યદ્યપી યાદ આવતી નથી. તદ્યપી તેનો નાશ થતો નથી, તેમજ મૂર્છાદિમાં જ્ઞાનનો નાશ થતો નથી. ૪ પંચમ ભૂમિકા વાળાનું લક્ષણ આછે કે જેમ કોઈ એક પુરૂષ સમુદ્રમાં છે પાકોસ તેને ચોતરફ જળ જળ દેખવામાં આવે છે પરંતુ સુક્ષ્મ વિચાર કરવાથી તેને સમુદ્ર તીરનાં વૃક્ષ મંદીરાદિ દૃષ્ટિગોચર થાય છે. આજ પ્રમાણે પંચમ ભૂમીકા પ્રાપ્ત થએલા પુરૂષને સંસારીક વ્યવહાર બીજાના કહેવાથી, ને દેખવાથી, પ્રતિત થાય છે. ૫ છઠ્ઠી ભૂમિકામાં ડોક સુધી જળની કલ્પના કરવી. ૬ સાતમી ભૂમિકામાં જળમાં પ્રવેશ થવું; સાતમી ભૂમિકા વાળાનું શરીર ભોજનાદિનો અભાવ થવાથી વીશ દહાડા સુધી રહે છે. ૭ ચોથીથી સાતમી સુધી એક એક વધારે બ્રહ્મવીત કહેવાય છે; બ્રહ્મવીત. ૪ બ્રહ્મ વીદવર. ૫ બ્રહ્મ વીદવરીયાન. ૬ અને બ્રહ્મ વીદવરીષ્ટ. ૭ મુર્ખ લોકો એમ માનેછે કે જે પ્રમાણે હું પાંચમી, છઠ્ઠી, ને સાતમી ભૂમિકાનું લક્ષણ લખુંછું એવાજ જ્ઞાની થાય છે. અને ચોથી ભૂમિકા વાળામાં ઘણા તરકો કરે છે. તેઓના પૂર્વ પક્ષોના તરકોનું વેદાંત શાસ્ત્રમાં ઘણી રીતે ખંડન કરેલું છે. કંઈ લેશ માત્ર અહીં પ્રશ્નોત્તર રૂપથી લખુંછું.

પ્રશ્ન—જે ખાતા નથી, પીતા નથી, અને શરીર ઇંદ્રિયથી ચેષ્ટા કરતા નથી તેઓ શું જ્ઞાની કહેવાય છે?

---

1 तनुं त्यजतु वा काश्याम् श्वपचस्य गृहेऽथवा ॥
ज्ञानसंप्राप्तिसमये मुक्तोऽसौ विगताशयः इति स्मृतेः

ઉત્તર—ત્યારે શું જ્ઞાન કંઈ રોગ છે ? એવા તો રોગી પણ હોય છે. માટે શું રોગીને પણ જ્ઞાની કહેવા ?

પ્રશ્ન—વારૂ ત્યારે જેને સુખ દુઃખનું જ્ઞાન થતું નથી તે જ્ઞાની કહેવાયછે?

ઉત્તર—ના. સુખ દુઃખનો અભાવતો જડ પદાર્થમાં પણ છે. ત્યારેતો તેઓ પણ જ્ઞાની થાય !!

પ્રશ્ન—સંસારનો અનુભવ ન થાય તેજ જ્ઞાનનું લક્ષણછે કે કેમ ?

ઉત્તર—સંસારતો સુશુપ્તિ, મૂર્છા, પ્રલયાદીમાં અનુભૂત થતો નથી ત્યારે ત્યાંતો બાદ આવ્યોછે કે નહીં ?

પ્રશ્ન—સંસારનો બાદ અને જ્ઞાનનું લક્ષણ કેવું છે ?

ઉત્તર—બીજા તરંગમાં જે ત્રણ પ્રકારથી બાદ લખેલો તે અને જ્ઞાનનું લક્ષણ એમછે કે યાવત્ કાળપર્યંત પ્રારબ્ધ કર્મ રચીત શરીર નષ્ટ થયું નથી; તાવત્ કાળપર્યંત સંસારને મીથ્યા સમજવો. મીથ્યા પદાર્થનું મીથ્યાત્વ સમજવાથી તેનું સ્વરૂપ નષ્ટ થતું નથી. જેમ બાજીગરનાં પદાર્થ એમજ આ સંસાર છે. અને દેહાંત નંતર અગોચર થાય છે. આ વીશ્રુ વેદ પ્રમાણ છે. નહીંતો વસીષ્ટાદિ શી રીતે જ્ઞાની થાત ?

પ્રશ્ન—જ્ઞાન થયું પરંતુ પ્રારબ્ધ, કર્મનું જે ફળ સુખ દુઃખાદિ એમનો નાશ કેમ થતો નથી ?

ઉત્તર—ત્યારે બાણથકી મનુષ્યનું છેદન કરે છતાં આગળ કેમ ગયો. કુંભારે ઘડો કરવા માટે ચક્ર ફેરવ્યો અને તે ઉપરથી ઘટ બનાવી કાઢી લીધા છતાં ચક્ર કેમ ફરેછે.

પ્રશ્ન—જ્ઞાનને સંસાર તથા પ્રારબ્ધ કર્મનો સમૂળ નાશ કેમ કર્યો નથી ?

ઉત્તર—પ્રારબ્ધ કર્મ તથા આ સંસાર મીથ્યા ભાસ શબવત કંઈ જ્ઞાનનો વીરોધી નથી. પ્રત્યુત જ્ઞાનનો ઉત્સાહ વધારનાર છે. જેમકે કોઈ એક પુરૂષે ઝાટકી પાડેલાં મનુષ્યોનાં મૂડદાંને જોઈ સુરપુરૂષ આનંદીત થાય છે.

પ્રશ્ન—જો જ્ઞાની પુરૂષ પૂર્વવત સંસારનાં ભોગનાં ભોગ કરશે, તો તે જ્ઞાની માણસમાં અને અમારા જેવા અજ્ઞાની માણસમાં ફેર શો ?

ઉત્તર—જ્ઞાની ઈચ્છાપૂર્વક સંસારના ભોગ ભોગવતો નથી. જેમ કોઈ એકને માથે બેગાર ઘટી છને તે ઉપાડવામાં તેને થોડોજ આનંદ છે.

પ્રશ્ન—બેગારીને દુ:ખ થાય છે એમજ જો જ્ઞાનીને દુ:ખ થશે તો જ્ઞાન થવાનું ફળ શું ?

ઉત્તર—જ્ઞાની પુરૂષનું દુ:ખ મુક્તિમાં આનંદમાં દબાયલું રહેછે. જેમ બે બીગારી છે તેમાંથી એક જાણેછે કે હું બે ઘડી પછી છુટીશ, અને બીજો નથી જાણતો કે હું કયારે છુટીશ. ત્યારે હે વાદી ! વીચાર કરીને જો પેલા બેઓને દુ:ખ સમાન પ્રતિત થાયછે. પરંતુ જાણવા વાળાને થોડું અને ન જાણવા વાળાને ઘણું એમજ જ્ઞાની અજ્ઞાનીનું સમજવું.

પ્રશ્ન—ત્યારે માહારાજ જેવા તમે પૂર્વે હતા તેવાજ અત્યારે દીસો છો જ્ઞાન પ્રાપ્ત થવાથી કંઈ બીજા પ્રકારનાતો થયા નથી.

ઉત્તર—જે વખતે તને રજ્જુમાં સર્પની ભ્રાંતિ થઈ હતી, તેને દેખી ધ્રુજતો હતો, પડી જવાથી જખમ થયો હતો. પછી બીજાના કહેવાથી અથવા પોતાની યુક્તિથી રજ્જુનો અનુભવ કરી લીધો ત્યારે તું કે તારી સુરત બદલાઈ હતી ? કહેશે કે મારી સૂરત બદલાઈ નથી પરંતુ અંત:કરણની વૃત્તિ બદલાઈ હતી. અમારા અંત:કરણનો સાક્ષી તું છે? જેમ ભ્રાંતી સમય તમે ધ્રુજતા હતા તે પછી તે નીવૃત્ત થઈ સુરત કંઈ બદલાઈ નથી, તેમજ અમને જે ભ્રાંતિ હતી તે નીવૃત્ત થઈ. અમારા અંત:કરણના સાક્ષી અમેજ છીએ.

પ્રશ્ન—તમે કહોછો કે "આ જગત અજ્ઞાનનું કાર્ય છે" અજ્ઞાનનો તો અત્યારે નાશ થયો, ત્યારે તેનું કાર્ય કેમ શેષ રહ્યું ?

ઉત્તર—ભ્રાંતી સમયમાં જે તને ધ્રુજ હતી અને પડવાથી જે તને જખમ થયો હતો. ત્યાર પછી જ્યારે ભ્રાંતી દુર થઈ તેજ વખતે તેનું કાર્ય ધ્રુજ અને જખમ નીવૃત્ત થયાં ? કહેશે કે "બે ઘડી પછી ધ્રુજ ગઈ અને દસ દીવસ નંતર જખમ સારો થયો." આ આશ્ચર્યની વાતછે કે, જે ભ્રાંતી ઘટીકાવાર રહી નથી તેનું કાર્યતો દસ દિવસ નંતરે નાશ થયું. અને

અમારૂં અજ્ઞાન પરાર્ધ સંખ્યાથી અગાડીનું હતું તેનો નાશ થયો. તેના કાર્યને કહેછે કે તેજ વખતે કેમ નાશ થતો નથી.

દેહપાતનંતર કાર્ય નાશને પામશે ? બીજાં એવાં ઘણાં દષ્ટાંતોછે કે વૃક્ષને કાપી નાખ્યા છતાં પૂર્વવત લીલાંજ દેખાય છે. કસ્તુરી જેવી કોઈ વસ્તુ પાત્ર અગર વસ્ત્રમાં રાખી હોય, અને બીજે દહાડે તેમાંથી કાઢી લીધી હોય તોપણ તે પાત્રની ઘણા કાળ સુધી ગંધ જતી નથી. તથા સ્વપ્નમાં સીંહનું દર્શન થયાં છતાં બીકથી જાગૃત થાયછે, અને ચોફેર દેખે કે અહીં સીંહ નથી; તથાપી તેની ધુજએ ઘટીપછી નીવૃત થાયછે.

પ્રશ્ન—આજે તમે વિષયાદિક ભોગ ભોગવો છો તેથી તમારે જ્ઞાન નષ્ટ થશે ?

ઉત્તર—જે પોતેજ બાદ થએલું તે વીદ્યમાન બાદકનો બાદ શી રીતે કરશે ! જેમ ઉંદરડાં જીવતાં છતાં બીલાડીને મારી શકતાં નથી; ત્યારે તે મુવા પછી બીલાડીને મારશે આ બોલવું શી રીતે શોભાયમાન થશે ? પાસુપત્ત અસ્ત્રથી વીંધ્યા છતાં મરતો નથી તે શૈલ્ય (ફળું) રહીત બાણથી વીંધ્યા છતાં શી રીતે મરશે. જે વખતે અજ્ઞાનની બુદ્ધિ હતી. તે વખતે જે અજ્ઞાન જ્ઞાનનો નાશ કરવાને સમર્થ થયું નથી. આમ છતાં અભક્ષણાદિ જે અજ્ઞાનનાં કાર્યો તે અજ્ઞાનનો જ્ઞાને નાશ કર્યોછે; છતાં જ્ઞાનનો નાશ શી રીતે કરશે. જે પુરૂષ ચોર અથવા જારને કૃત્યારંભમાં પકડે છે. તેને તે ઉપદ્રવ કરતા નથી; કેવળ પોતાના બચાવ માટે બીતા રહે છે. જેમ કોઈ એક સ્ત્રી કાન, નાક, આંખથી સારી હોય અને તેના ઉપસ્થ ઉપર ઉપદંશોત્ પાદકરોગ હોય તો તે જાણુવાવાળો પુરૂષ તે સ્ત્રીનાં હાવ ભાવ કટાક્ષાદિને જોઈ મોહ પામતો નથી, અને તે સ્ત્રી પણ તેની આગળ આવવાને લજ્જા પામે છે. એમજ જ્ઞાની પુરૂષ માયારૂપી સ્ત્રીનાં અવગુણાદિ જાણુવાવાળા છે.

પ્રશ્ન—જો તમે બ્રહ્માસ્મી બ્રહ્માસ્મી એવું અનુસંધાન રાત્રદીન ન કરશો તો તમારૂં બ્રહ્મજ્ઞાન નષ્ટ થશે.

ઉત્તર—હું બ્રાહ્મણછું. હું બ્રાહ્મણછું એવું અનુસંધાન ન કરશે તો પોતાનું બ્રાહ્મણત્વ ભુલી જઇશ ? જેમ તું પોતાની જાતને ભુલતો નથી તેમજ અમે એક વખત વસ્તુનો નિશ્ચય કરી. તે આ મારૂં જ્ઞાન શી રીતે નાશ પામશે ? તારો નિશ્ચય તો ખોટો છે તેતો એક જુક્તિથી નાશ પામેલું મારૂં શરીર છે, આમ કહેછે અને હું બ્રાહ્મણછું એમ પણ કહે છે, આ કેટલો વિરોધ ! ! ! એવો તારો નિશ્ચય તેતો અનુસંધાન વગર રહે છે, અને અમારો જે નિશ્ચય હજારો સ્મૃતિ, શ્રુતિયુક્ત અને અનુભવ થકી અને તારા જેવા વાદીઓના ખંડન કરવાથી થએલો છે. તે વિના અનુસંધાને નાશ પામશે વાહ ! ઠીકછે ! ! !

પ્રશ્ન—જેને શ્રાપાનુગ્રહનું સામર્થ્ય હોયછે તે જ્ઞાની ?

ઉત્તર—શ્રાપ તથા અનુગ્રહ એ તપનાં ફળછે જ્ઞાનનાં નથી.

પ્રશ્ન—તપ કર્યા વગર જ્ઞાન શી રીતે થયું ?

ઉત્તર—તપ બે પ્રકારનું છે શ્રાપાનુગ્રહ સામર્થ મળેછે અને બીજાથકી જ્ઞાન થાય છે.

પ્રશ્ન—ત્યારે વસીષ્ટ વ્યાસ, સનકાદીકતો જ્ઞાની હતા.

ઉત્તર—તેમનું તપ બે પ્રકારનું હતું. અમારૂંતો એકજ પ્રકારનું છે. બીજા પ્રકારનું તપ ન થવાથી જ્ઞાનીઓની કંઈ ક્ષતી થતી નથી. જેમ ઝવેરી વસ્ત્રાદિની પરિક્ષા ન કરેતો તેની કંઇજ ક્ષતી નથી, એમજ જ્ઞાની દોરા ધાગા પ્રેતાદિઓના મંત્ર જાણતા ન હોયતો જ્ઞાનીની શું ક્ષતી છે ? તાત્પર્ય એવા એવા તર્કનું ખંડન વેદાંતશાસ્ત્રમાં ઘણુંજ કરેલું છે. મુકતેચ્છુએ એવા એવા વાદમાં પોતાની બુદ્ધિ કોઈ વખતે પણ ખરચ કરવી નહીં. કેવળ વેદવાકયમાં વિશ્વાસ રાખવો. "પૂરાણાદિમાં જેવા જડ ભરતાદિક લખેલા છે એવા જ્ઞાની થાય છે" એમ કહેવાવાળા જે મૂર્ખ લોક તેમના મુખ ઉપર શ્રુતિરૂપ વજ્ર મારવાનું નથી ? તાત્પર્ય વેદ આમ પણ કહેછે કે જેમ જડ ભરતાદિક થયા છે. અને આમ પણ કહેછે કે[1] "જ્ઞાની

---

१ जक्षन्क्रीडन्रममाण: स्त्रीभिर्वा यानैर्वा ज्ञातिभिर्वा नोपजनं स्मरन्निदं शरीरमिति श्रुते:

પોતાની અવસ્થાવાળાની સાથે વીહાર કરતો છતો વાહનાદિ ઉપર બેઠેલ સ્ત્રીઓ સાથે રમતાં છતાં પોતાની દૃષ્ટિમાં કશુંજ કરતો નથી." વસીષ્ટ, યાજ્ઞવલ્ક્યાદિથી તો બીજા ઘણા પ્રસિદ્ધ છે. ચુડાલાદિ ઘણીક સ્ત્રીઓ જ્ઞાની હતી તે બધા જડભરતવત આચરણ કરતી હતી? તાત્પર્ય એછે કે મૂરખજન વેદશાસ્ત્રના એક એક દેશને સાંભળી તથા વેદશાસ્ત્રનો તાત્પર્ય જાણ્યા વગર જેમ મનમાં આવે તેમ બકે છે તેમનો નિશ્ચય તેમનેજ રહે. અમારે શું પ્રયોજન અમે તો સીદ્ધાંત કહીએ છીએ કે જડ ભરતાદિક ખાનપાન આદિનો ત્યાગ કરી કાષ્ટ પાષાણવત્ ન રહેલા હતા. કેવળ સંગમાંય ભય છે, આમ જાણી સંગથી બીને ઉદાસ એટલે હર્ષામર્ષ રહીત એવા રહેતા હતા કેમકે સંગીજનજ જગતમાં પીડા પામે છે. અને નિસંગ સૂખનો અનુભવ લેછે. એ માટે સુખની ઇચ્છા કરવાવાળાએ સંગ છોડી દેવો. જ્ઞાનની પરિક્ષા માટે વૈરાગ્ય, ઉપરતી, બોધને હેતુ ૧ સ્વરૂપ ૨ કાર્ય ૩ અને અવધી ૪ આ ચાર ચાર ભેદ થકી લખુંછું વૈરાગ્યનો હેતુ આદિ આ પ્રમાણે શબ્દાદિ વિષયોમાં દોષ દૃષ્ટિ થવી. ૧ ત્યાગવું. ૨ ફરી ભોગ માટે દીનતા ન થવી. ૩ બ્રહ્મ લોક પ્રાપ્તી ત્રણવત માનવી. હવે ઉપરતીનો હેતુ આદિ એમછે કે—યમ નિયમાદિ ૧ અંતઃકરણનો નીરોધ, ૨ વ્યવહાર ઓછો થવો, અર્થાત ખાવા ઉંઘવામાં પણ સંકોચ. ૩ સુશુપ્તવત્ જાગૃત અવસ્થા રહેવી. ૪ એ ચાર છે.—બોધનો હેતુ આદિ એમછે કે—શ્રવણાત્રય એટલે શ્રવણ, મનન અને નિદિધ્યાસન ૧ કૂટસ્થ. અને અહંકારના ભેદને જાણવું. ૨ તાદાત્મ્યાધ્યાસ ઉત્પન્ન ન થવું, એટલે દેહાદીમાં અહંબુદ્ધિ ન થવી. ૩ જેમ પહેલાં દેહાદિને વિશે અહંબુદ્ધિ હતી તેમજ તે બુદ્ધિની બાદક સ્વરૂપને વિષે દૃઢ બુદ્ધિ થવી. ૪ મુક્તિની ઇચ્છાવાળાના વૈરાગ્યાદિનો હેતુ તારતમ્યતા કરીને હોય છે. કેમકે બધાંનાં કર્મ એક સરખાં નથી. આ બધામાં એટલે જે વૈરાગ્યાદિનો હેતુ આદિ લખેલ છે, તેમાં કૂટસ્થ અને અહંકારનો ભેદ જાણવો, એમ જે

બોધનું સ્વરૂપ લખેલું છે. તેજ મુક્તિનું કારણ છે. અને સંપૂર્ણ જ્ઞાનીઓમાં એજ એક રસ કરીને રહે છે. જે વૈરાગ્યાદિમાં હેતુ આદિ ઉપર લખેલ છે,તેમ જો કોઈમાં હોયતો અતી પુન્યનું ફળ છે. એથી વધારે કશુંજ પુન્ય નથી. અને જો કંઈ પ્રતિબંધ થકી બોધ ન થશે તો મુક્તિ પણ થશે નહીં. કેવળ તપોબળથી સાકાર બ્રહ્મની પ્રાપ્તી થશે. અને જો બોધ હોય ને વૈરાગ્ય, ઉપરતી, આ જનમમાં ન દેખાતાં હોય તો તેને મુક્તિ નીઃસશય થશે. પરંતુ યાવતકાળ આ શરીર છે, તાવતકાળ હર્ષ શોકાદિ આ ભાસ માત્ર કરીને રહેશે. બોધ સ્વરૂપ સંપુર્ણ જ્ઞાનીઓનું નિર્વેઘ બ્રહ્મરૂપે એક સરખુંજ હોય છે. કેવળ વૈરાગ્ય ઉપરતીમાં તારતમ્યતા રહે છે. જેમ સો ગાય હોય તે બધાનાં દુધ એક રંગ એક રસ અને વ્યક્તી પાતળી જાડી સ્વભાવાદિ પૃથક પૃથક તેમજ સો જ્ઞાની બધાઓનું જ્ઞાન એક રસ અને વ્યવહાર ચલણ સ્વભાવાદિ સત્વાદિ ગુણોની ઉપાધિઓથી પૃથક પૃથક અર્થાત કોઈમાં સત્વ ઘણો કોઈમાં રજ, તમ ઘણો હોય છે. સત્વગુણી શુક વામદેવ જડ ભરત સનકાદિક, રજોગુણી જનક, ચુડાલાદિક; અને તમોગુણી દુર્વાસાદિક, જે ગુણ ઘણો વરતે છે તે પ્રમાણે સત્વગુણી, રજોગુણી, તમોગુણી કહેવાય છે; પરંતુ ત્રણે ગુણ સર્વમાં તારતમ્યતા કરીને વર્ત્તે છે.

જ્ઞાનના ભાવમાં અને વૈરાગ્ય, ઉપરતી, સિદ્ધિ, લક્ષ્મી, આદિના અભાવ વીષેની વ્યવસ્થા લખુંછું—જ્ઞાન ઉપરથી વૈરાગ્ય, સિદ્ધિ, લક્ષ્મી, આદિ પુન્યનાં ફળો છે. જેનું પુર્ણ પુન્ય હોય જેમ જળથી ઘડો પુરો ભરેલો છે તેનું તો વૈરાગ્ય, ઉપરતી, જ્ઞાન, સિદ્ધિ આદિ સર્વે હોય છે. અને જો કેવળ જ્ઞાન હોય વૈરાગ્યાદિ ન હોયતો તેનું થોડું પુન્યનું ફળ છે. જો કદાચ વૈરાગ્ય, ઉપરતી,જ્ઞાન નથી પરંતુ સિદ્ધિ લક્ષ્મી આદિ હોય તો તેનું ઓછા પુન્યનું ફળ છે. અને જો સિદ્ધિ, વૈરાગ્યાદિ ન હોય, ને લક્ષ્મીજ હોયતો તેનું સૌથી ઓછું પુન્યનું ફળ જાણવું. રાજાથી તે કંગાલ પર્યંત પુન્યની તારતમ્યતાની કલ્પના કરી લેવી, અને પુન્યની તારતમ્યતાથી જ્ઞાનની, વૈરાગ્યાદીની તારતમ્ય-

તાની કલ્પના કરી લેવી; જો વૈરાગ્યાદિ ત્રય એનુંજ જ્ઞાનીમાં ગોચર થાયતો તેને એમ સમજવો કે જેવો મનુષ્યમાં ચક્રવૃત્તિ રાજા જેમ જડ ભરત સનકાદિ, એમ ન સમજવું કે એવાનેજ મુક્તી થાય છે. અને એજ જ્ઞાની. બીજાને નથી થતી એમ ન સમજવું.

પ્રશ્ન—ઠીક ત્યારે, એવાજ પુરૂષોની શાસ્ત્રમાં ઘણી પ્રસંશા શા માટે કરી છે?

ઉત્તર—એવા પુરૂષોને જીવન મુક્તિનો ઘણો આનંદ હોય છે. જેમ ચક્રવૃત્તિ રાજાને મનુષ્યાનંદ ઘણો હોય છે, અને રાજાથી જે બીજા નીચા લોક હોયછે તેમને પણ આનંદ તારતમ્યતા કરીને હોય છે. તથાપિ તેને મનુષ્યજ કહે છે. તેમજ વૈરાગ્ય ઉપરતીમાં જે ઓછા જ્ઞાની હોય છે, તેમને જ્ઞાનીજ કહેવાય છે. અજ્ઞાની નથી કહેવાતા.

પ્રશ્ન—જ્ઞાનીઓનાં લક્ષણ શાસ્ત્રમાં એવાં એવાં લખેલાંછે કે, અક્રોધ, વૈરાગ્ય, જીતેંદ્રિયત્મ, ક્ષમા, દયા, શાંતી, જનપ્રિયત્વ, નિર્લોભતા, દાતાર (દાતાર થવું અર્થાત અભયદાન દેવું તે બે પ્રકારનું છે પ્રથમ શરીર વાણીથી કોઈને બીક ઉત્પન ન થવા દેવી અને બીજું જ્ઞાનોપદેશથી સંસાર દુઃખ થકી મુક્ત કરવું) અને ભય શોક હતો, ત્યારે એવાં જે શાસ્ત્રમાં વચનો છે તેની શું ગતી?

ઉત્તર—એવાં એવાં વાકયો પ્રથમ જ્ઞાન થવા માટે અને જ્ઞાન પ્રાપ્તી નંતર જીવન મુક્તીની સીદ્ધમાં પ્રવૃત થવા માટે છે. આ કંઈ એકાદશી વૃત જેવું નથી કે જ્ઞાનીને ક્રોધ અથવા કામાદિકોએ પીડા કર્યા છતાં જ્ઞાનનો નાશ પામે. જેમ એકાદશીને દિવસે જો અન્નનો એકજ દાણો મુખમાં જાયતો વૃત ભંગ થાય. જે વખતે સનકાદિક મહાજ્ઞાનીઓ નારાયણનાં દર્શન કરવા માટે વૈકુંઠ ગયા હતા, ત્યારે ત્યાંના પાર્ષદોએ તેમને અંદર ન જવા દીધા; તેથી તેમને ક્રોધ આવી તેને શ્રાપ દીધો; અર્થાત આ પ્રતિત થાય છે કે કામ સિવાય ક્રોધ પ્રતિત થતો નથી, વિચાર કરાને જુઓ કે તેમનું જ્ઞાન તે વખતે નષ્ટ થયું હતું? ના. ફરી હે વાદી, તું જો એમ

બોલીશ કે તે ઈશ્વિર સમર્થ હતા, તો ભાઇ કંઈ શ્રુતિક ન્યા- યથી આ સીદ્ધ થાયછે કે જ્યારે સમર્થ પુરૂષોને કામ ક્રોધ થાય ત્યારે જીવમાંતો અનાદિ સ્વભાવ થવાથી હોય તો તેમાં વિ- લક્ષણતા શું?

પ્રશ્ન—જ્ઞાનીઓને બીજાને ઉપદેશ કરવામાં શું પ્રયોજન.

ઉત્તર—જ્ઞાનીને જગતમાં એજ એક કરવું યોગ્યછે કે જેમ બને તેમ અજ્ઞાનીઓને જ્ઞાનનો ઉપદેશ કરવો.

પ્રશ્ન—ભગવાનનું મત એવું છે કે કર્મ સંગી પુરૂષોને કર્મથી નીવૃત ન કરવા.

ઉત્તર—તેજ જગ્યે શ્રી ભગવાને કર્મ સંગી પુરૂષોનું વિશેષણ દીધેલું છે કે જ્ઞાનીઓએ અજ્ઞાની કર્મ સંગીઓને બ્રહ્મતત્વનો ઉપ- દેશ ન કરવો.

પ્રશ્ન—જ્ઞાનીઓનાં એવાં એવાં લક્ષણ સાંભળવામાં આવેછે કે, જ્યારે તેમને જ્ઞાન થાય છે, ત્યારે તે કોઇને ન મળતાં છતાં મૌન ધારણ કરીને ઉત્તરખંડમાં ચાલ્યા જાય છે.

ઉત્તર—કોઈ એક એવા પણ થયા હશે. પરંતુ એવો નિયમ નથી કે બધાઓએ એમજ કરવું જોઇએ. બીજું એમ છે કે સતયુ- ગાદિમાં અસ્તીમય પ્રાણ હતા. અને કવીઓનો આ નીયમ છે કે વધારીને લખવું. અને જો આ ન માનશો તો પ્રવૃત સિવાય ઉપદેશ કરવો ગ્રંથ રચવો એ શી રીતે બની શકે? ત્યારે તે વિદ્યાનો લોપ થવો જોઇએ. વેદ[1] તથા શ્રીકૃષ્ણ કહે છે કે જ્ઞાન પ્રાપ્તિ માટે ગુરૂ પાસે જવું. હે અરજુન તને તે ગુરૂ ઉપદેશ કરશે, વિચાર કરીને જુઓ જો તે પ્રવૃત થશે તો ઉપદેશ કરશે. અને જો બોલશેજ નહીં. દૃષ્ટાંત ઉક્તી ન આપશે, અથવા તેમનો પત્તો ન જડશે તો બોધ શી રીતે થશે? વેદ કહેછે કે આચાર્યવાન પુરૂષ બ્રહ્મને જાણે છે.[2] તા- ત્પર્ય આ છે કે મૂરખ જન વેદશાસ્ત્રના હૃદયને ન જાણતાં

---

૧ तद्विज्ञानार्थंसगुरुमेवाभिगच्छेत् समित्पाणिः
श्रोत्रियंब्रह्मनिष्ठम्: इतिश्रुते.

૨ आचार्यवानपुरुषोवेद इतिश्रुतेः

જેમ ઇચ્છા આવે તેમ બકે છે. એવાં એવાં સિદ્ધાંત શારીરક ભાષ્ય પંચદશી આદિ ગ્રંથોમાં શ્રુતિ સ્મૃતિ આદિ પ્રમાણો દઇને સિદ્ધ કરેલાંછે. જો કોઇને સંદેહ હોયતો તેણે ત્યાં જોઈ નિશ્ચય કરી લેવો. અને જેની ગુરૂ તથા વેદાંત શાસ્ત્રીને વિષે શ્રદ્ધાછે તે સંશય વિપર્યં રહીત થઇને નિશ્ચય થકી મુક્ત થશે.

( ત્રીજો તરંગ સમાપ્ત. )

---

## તરંગ ચોથો.

હે વાચક, જો તમને કંઈ પાપના પ્રતિબંધથી મહાવાક્યનો અર્થ સાંભળ્યા છતાં પણ અપરોક્ષ ન થતો હોયતો, પ્રથમ તરંગમાં જે વિવેકાદિ ચાર સાધનો કહેલાં છે તે ફરી સારી પેંઠ આચરી કરજો. આજ મુખ્ય સાધનો છે, અને એનેજ આચાર્યાદિકોએ લક્ષાબધી શ્લોકથી અને પ્રાકૃત ભાષામાં નીરૂપણ કરેલાં છે. સાધનોના અર્થ સ્પુટ થવા માટે તેને અહીં બીજી રીતથી લખુંછું.

જ્ઞાનનાં સાધનો બે પ્રકારનાં છે ૧ અંતરંગ. ૨ બહીરંગ. આમાં અંતરંગ મુખ્ય અને બહીરંગ ગૌણ છે.—શૌચ્ય, સ્નાન, સંધ્યાવંદન, વેદશાસ્ત્રનું પઠણ, તર્પણ, હવન, અતીથી અભ્યાગતોનું પૂજન કરી તેમને અન્ન વસ્ત્રાદિ આપવું, એવા એવા પ્રકારનાં બીજાં જે નિત્યકર્મો, કે જે ન કરવાથી પાપ થાય છે, અને કરવાથી પાપની નીવૃત્તિ થાય છે. પૂત્રાદિનું જનન સમયમાં જાતિકર્મ શ્રાદ્ધાદિ કરવું, નિશ્કામ યજ્ઞ કરવો, પરવણીને દિવસે ક્ષેત્રમાં જઈને સ્નાન દાનાદી કરવું, એવા એવા પ્રકારનાં જે કર્મ તે નૈમીત્તિક કર્મ. શાસ્ત્ર વિરૂદ્ધ કોઈ કૃત્ય પોતાથી થયા છતાં તે માટે શાસ્ત્રમાં કહેલાં ચાંદ્રાયણાદિ વ્રત અને ગંગા સ્નાનાદિ પ્રાયશ્ચિત કર્મ કરવું. બદ્રિનારાયણાદીની યાત્રા, તિર્થનું સેવન મૂર્ત્તીનું પૂજન, પ્રદક્ષિણા કરવી, અબોટિયાં પહેરીને જમવું, ભક્ષ અભક્ષ, પાત્ર અપાત્ર, જ્ઞાતી અજ્ઞાતી, વર્ણ અવર્ણ, આશ્રમાશ્રમ એનો વીચાર આ બહીરંગ સાધનો કહેવાય છે. આનું શાસ્ત્ર પૂરાણાદિમાં સવીસ્તર વર્ણન છે. જેને કરવું હોય તેને ત્યાં જોઈ વિધિયુક્ત કરવું. એનું પરમ પ્રયોજન અંતઃક-

રણુની શુદ્ધિ છે. બહીરંગ સાધનો કેવળ મંદ બુદ્ધિઓને માટે, અને અંતરંગ બુદ્ધિવાનને માટે છે. બહીરંગ સાધનો અંતરંગ સાધનોની અપેક્ષા રાખેછે, અને અંતરંગ સાધનો નિરૂપેક્ષ છે. મૂર્ત્તિ પૂજનાદિ ઉપાસનાઓનાં બહીરંગ સાધનોમાં અંતરભાવ છે. અંતરંગ સાધન કેને કહેવાય તે લખુંછું—અમાંનિત્વ એટલે વિદ્યમાન અથવા અ-વિદ્યમાન ગુણોથી પોતાની શ્લાઘા કરવી. એવું જેમાં નીત્વ તે ન થવું ૧ અદંભીત્વ એટલે પોતાને દ્રવ્ય આદિનો લાભ થવો. અથવા લોકોએ પોતાની દ્રવ્ય આદિકથી પુજા કરવી. અથવા આ મોટા ધા-ર્મીક છે એવી પોતાની ખ્યાતી થવી. આ હેતુથી પોતાના ધર્મની પ્રસિદ્ધી કરવી એવો દંભ તે ન કરવો. ૨ અહીંસા એટલે શરીરથી, વાણીથી, અને મનથી બીજાને પીડા ન કરવી. ૩ ક્ષમા એટલે ચિત્તને વિકાર થવાનું સાધન જે અપકાર તે બીજાએ કર્યા છતાં તેનો પ્રતિ-કાર કરવાનું સામર્થ્ય હોય તોપણ મનમાં વિકારી ન થવું. ૪ નમ્ર થઇને ચાલવું, નમ્ર બોલવું કે જેના યોગથી ગુસ્સાવાળાનું અંતઃકરણ શાંતિ થાય. એનું નામ કોમળતા. ૫ મોક્ષનાં સાધનો અને અધ્યા-ત્મ શાસ્ત્રનો ઉપદેશ કરવાવાળો જે ગુરૂ તેની શૂશ્રૂશા કરવી, તેમને નમસ્કાર કરવો, ઇત્યાદિ તેમનું સેવન કરવું. ૬ વ્યવહારમાં બીજાને સાથે પ્રતારણા ન કરવી, અને કુટીલ ભાવ ન કરવો. તથા શારીર કમળની જળમૃતીકાદીથી શુદ્ધિ, અને વિષયાભિલાષાદિક મનોમળ વિ-ષયોને વિષે દોષ દૃષ્ટિથી નિવૃત્તિ કરવી, એનું નામ બહીરંગ, અને અંતરંગ શૌચ. ૭ સનમાર્ગ સ્થિતિમાં રહેવું. ૮ શરીર નીગ્રહ એટલે રાતના વખતે દોઢ પ્રહર નીદ્રા લેવી. અને તદનંતર ઉઠી આસન ઉપર બેસી શ્રવણાદિ કરવું. ૯ શબ્દાદિ વિષયોમાં વૈરાગ્ય. ૧૦ હું વૈરાગ્યવાનછું એવો અહંકાર ન કરવો. ૧૧ જન્મ, મૃત્યુ, જરા, અને વ્યાધિને વિષે દુઃખ તથા દોષનું અનુસંધાન કરવું કેમકે

**श्लोक.**

**याव त्स्वस्थ मिदं शरिर मरुजं या वज्जरा दूरतो ॥**
**याव चेंद्रिय शक्तिर प्रतिहता याव त्क्षयोनायुषः॥**
**आत्म श्रेयसीतावदेव विदुषा कार्यः प्रयत्नो महान् ॥**

संदीप्ते भवने तु कूप खनन प्रत्युद्यमः किदृशः ॥ १ ॥

નહીંતો લોકમાં એવી રીત છે કે "જ્યારે અમને તરસ લાગશે ત્યારે કુવો ખોદીશું. આગળની વાત કેણે દીઠી છે." પરંતુ જ્યારે તરસ લાગેછે, જે વખતે હાય હાય કરીને મરેછે, એમજ જે માણુસ તરૂણ્ય અવસ્થામાં મૂક્તિના ઉપાય કરતા નથી, તે ઉત્તરાવસ્થામાં હાય હાય કરીને મરેછે. ૧૨ સ્રી પુત્રાદિને વિષે આસક્ત ન રહેવું. તેમને અનિત્ય જાણી તેમનો ત્યાગ કરવો. ૧૩ પુત્રાદિના સુખ દુઃખમાં એવો અધ્યાસ ન કરવો કે "હું સુખી હું દુખી." ૧૪ ઇષ્ટ અનીષ્ટની પ્રાપ્તિમાં સમચીત થવું, કેમકે લાભ હાની આ દીન રાત્ર યુગાદિ વખત બદલે છે. અષ્ટવક્રાજીનું વાક્ય એવું છે કે " કેવી તે અવસ્થા અને કેવો તે કાળ જેમાં પ્રાણીઓને દ્વંદ, હર્ષ, શોક, હાની, લાભ, સુખ, દુઃખાદિ નથી રહેતાં. આ પરવશ કાર્યોછે એને માટે જો પ્રતીકાર હોત તો બળરામ યુધિષ્ટરાદિ. દુઃખ થકી કેમ કરીને દુઃખી થાત. ૧૫ પરમેશ્વરને સર્વ વ્યાપક જાણી અત્યંત ભક્તી કરવી. ૧૬ એકાંત શુદ્ધ જગ્યા કે જેને દેખતાં છતાં ચિત્તને આનંદ થાય, અને સ્રી, વ્યાઘ્ર, સર્પ, ચોર, આદિના ભય થકી રહીત તથા વિક્ષેપને કારણ ન થવા વાળા એવાનું સેવન કરવું. ૧૭ સ્રી અને સત્સંગી જે વિષયીજન તથા ઉંઘતું. ખાતું, અને ન્યાત સંબંધી ગપાટા મારવા વાળા જે માણુસ તેમની સમીપ ન બેસવું. ૧૮ વેદાંત શાસ્રનાં શ્રવણુ, મનન. અને નીદીધ્યાસનમાં સર્વ કાળ રહેવું. તત્વં પદાર્થની જે શુદ્ધી તેમાં નિષ્ટા રાખવી. ત્રીજા અધ્યાયમાં લખી આપેલું છે કે "જ્ઞાનનાં હેતુ શ્રવણાદિ છે." જ્ઞાન થવામાં આજ મુખ્ય સાધનો છે. આ વાત પ્રથમ વેદે કહી તદનંતર શ્રીવ્યાસજીએ સુત્ર રૂપથી કથન કરી કે "વારંવાર શ્રવણુ કરવું એકજ વખત કરવું નહીં." અને બ્રહ્મ વિદ્યા સંપ્રદાય પ્રવર્ત્તકાચાર્યોએ કીધું છે કે.

**શ્લોક.**

आसुप्ते रामृतेःकालं नयेद्वेदान्त चिन्तया ।
दद्यानावसरं कींचि त्कामादीना मनागपि ॥१॥

તાત્પર્ય શ્રીકૃષ્ણુ, શ્રીશંકર ભગવાન. ભાસ્યકાર આદી લઇને

સંપૂર્ણ આચાર્ય આજ વાતને સિદ્ધ કરેછે કે—"મુક્તેચ્છુએ વારંવાર વેદાંત શાસ્ત્ર શ્રવણ કરવું. વેદાંત સિવાય બીજાં જે પૂરણાદિક તેમનું કદાપી શ્રવણ કરવું નહીં, કેમકે બુદ્ધિ એકજ છે તે ભડકે નહીં." યોગ વાસિષ્ટમાં આમ લખેલું છે કે "તે કર્મ કે જેનાથી બંધન ન થાય." વિધ્યા તે કે જેનાથી મોક્ષ પ્રાપ્ત થાય. નીઃકામ કર્મ સિવાય બીજાં કર્મો કેવળ કલેષ દાયી છે. બ્રહ્મ વિદ્યા સિવાય બીજી ન્યાય શાસ્ત્રાદિ વિદ્યાઓ ચીત્રકાદિ વત છે. ૧૯ સર્વથી વધારે આ શરીરનું ફળ મુક્તિજ છે. એમ જાણી મુક્તીને માટે એવો પ્રયત્ન કરવો, કે જેમ કોઈ એક માણસનું શરીર દેવતાથી બળવા લાગ્યું, કેશવસ્ત્રાદિ બળવા માંડયાં, તે માણસ જેમ જળ માટે દોડેછે, દોડતાં છતાં કોઈ એ રસ્તામાં લોભ દેખાડયો છતાં પણ ઉભો રહેતો નથી; તેમજ સંસાર તાપથી તત્પ થએલા આ પુરૂષ બ્રહ્મ વિદ્યા રૂપ જળને જલદીથી પ્રયત્ન કરી પ્રાપ્ત થાયછે. સ્ત્રી, ધન, વસ્ત્રાદિ જે માયા રચિત ખોટા અનીત્ય અને દુઃખ દાયી પદાર્થ તેને વિષે ભોગ બુદ્ધિ કરીને પતંગ વત નષ્ટ ન થવું. ૨૦ આ વિશ સાધના શ્રીકૃષ્ણ ભગવાને ગીતામાં કહેલ છે. તથા છવીસ સાધના દૈવી સંપત્તીની કહેલ છે. તે પણ સાંભળો.—અભય રહેવું. કોઇને પણ ઇહ લોક પરલોકમાં ભય ન કરવું. તાત્પર્ય પાપાત્માઓને ભય થાય છે. ૧ અંતઃકરણને સારી પેઠે શુદ્ધ કરવું. ૨ બ્રહ્મ જ્ઞાનનોં જે ઉપાય તેમાં સદા લાગ્યા રહેવું. ૩ દાન દેવું. યથા શક્તિ પોતા આગળ કશુંજ નહીં હોયતો અભય દાન દેવું. ૪ ઇંદ્રિયોને તેમના વિષય થકી રોકવી. ૫ યજ્ઞ, ચાદ્રાયણાદિ વ્રત કરવાં ચીત્ત વૃત્તિ નિરોધથી તો જ્ઞાનયોગ સુધી પોતાના અધિકારનું રૂપ કરવું. ૬ વેદ તથા શાસ્ત્રનું નિત્ય પઠણ પાઠણ કરવું. ૭ પોતાના ધર્મનું અનુષ્ટાન કરવું. ૮ કોમળતા. ૯ અહીંસા ૧૦ સત્ય બોલવું જે પ્રત્યક્ષાદિ પ્રમાણથી સિદ્ધ કરેલું હોય તેજ. ૧૧ ક્રોધ ન કરવો. ૧૨ ત્યાગ કરવો. ૧૩ ચિત્ત શાંત રાખવું. ૧૪ કોઇના પણ અવગુણનો ઉચ્ચાર ન કરવો. એક જગ્યે આમ લખેલું છે કે "જે કોઈ બીજાના અવગુણ કહેછે તેને તેના જેવોજ પાપી ગણવો. જો કંઈ વધારીને કહેતો હોય તો બમણો ગણવો. ૧૫ દયા અર્થાત કોઈને પણ દુઃખ ન દેવું. બને તો તેનું નીવૃત્ત કરવું

૧૬ લોલુપ ન થવું. અર્થાત કંઈ એક વસ્તુને માટે પામરો આગળ દીન થઇને ઉભા ન રહેવું. ૧૭ ક્રુર કઠોર ચીત્ત ન થવું. ૧૮ ખોટાં કર્મમાં લોક લજ્જા રાખવી. ત્યાં એમ ન કહેવું કે "મને નિંદા, સ્તુતી, માન અપમાન સ્વમાન છે." ૧૯ ચપળ ન રહેવું. અર્થાત અમથા કંઈ કરવા ન બેસવું. ૨૦ તેજસ્વી રહેવું. રાજા બીજા માણસો જેવાજ છે એમ જાણી તેના તેજમાં દબાઈ ન જવું. ૨૧ ક્ષમા ૨૨ સત્વગુણી ધૈર્ય અર્થાત દુ:ખ, સુખ, ભૂખ, તૃષા, લાભ, હાની ને વિષે ચીત્તને સ્થીર રાખવું. ૨૩ સૌમ્ય. ૨૪ કોઇનો પણ દ્રોહ ન કરવો. ૨૫ ચાર ગુણો સંપાદન કરવાથી ચિત્તને પ્રસન્નતા રહેછે અને ચીત્ત પ્રસન્ન રહેવાથી સમસ્ત દુ:ખનો નાશ થાયછે.

જે પોતાની ન્યાત અને બીજી ન્યાતમાં શ્રેષ્ઠ હોય તેમનો દ્વેષ ન કરવો. ૧ બરાબરીની સાથે મિત્રતા રાખવી. ૨ નાના ઉપર દયા કરવી. ૩ પાપી, વિષયી ચોરાદિઓની સંગત ન કરવી. ૪ " હું પુજ્યનિયછું" એવું અભિમાન ન રાખવું. ૫ દૈવી સંપતિ વાળો પુરૂષ હોયછે, તેમાં આ ગુણ સ્વાભાવિક હોયછે. અને જેમાં આ ગુણ રહેછે તે નિશ્ચયથિ મુકત થશે. તથા આસુરી સંપત્તિના અવગુણ, દંભ, દર્પ, કામ, ક્રોધ. લોભાદિ ગીતા શાસ્ત્રમાં ઘણાં તે થોડાંક નવમા તરંગમાં લખીશું; તે બધા બંધન કરવા વાળા છે. જેને તે થકી મુકત થવું હોય તેને તેમનો નિશ્ચય કરી તે થકી દૂર રહેવું. દૈવી સંપત્તિનાં અનુષ્ટાન કરવાથી આસુરી સંપત્તિનો નાશ થાયછે. અને આસુરી સંપત્તિને ત્યાગવાથી દૈવી સંપત્તિનો ઉદય થાયછે.

જે લક્ષણો જ્ઞાનીઓમાં સ્વભાવિક રહેછે અને સાધકોને પ્રયત્નથી સિદ્ધ થાયછે તેને પ્રશ્નોતર રૂપથી લખુંછું.

પ્રશ્ન—જ્ઞાની પુરૂષ કોને કહેવાયછે ? ૨ જ્ઞાની કેમ બોલેછે ? ૩ કેમ બેસેછે? ૪ કેમ ચાલેછે ?

ઉત્તર—૧ જ્યારે આ પુરૂષ મનમાં રહેલી સઘળી કામનાને તજીદે છે. તથા પરમ આનંદ એવો જે પોતાનાજ સ્વરૂપને વિષે સંતુષ્ટ રહેછે; દુ:ખને વખતે જેનું મન ઉદ્વેગ રહીત છે, જે સુખોમાં ઈચ્છા રહીત છે, તથા જે રાગ, ભય, ક્રોધ રહીત છે, તે જ્ઞાની કહેવાયછે.

ઉત્તર—૨ શુભા શુભને પ્રાપ્ત થઈ કોઈને વિષે પણ પ્રિતિ કરતા નથી. પ્રિય પ્રાપ્ત થયે છતે ખુશી નથી થતો, તથા પ્રતિકુળ વસ્તુની પ્રાપ્તીથી તેની ઉપર દ્વેષ લાવતો નથી, અને શોક કરતો નથી કેવળ સાક્ષી થઈને બેસેછે.

ઉત્તર—૩ મુક્તીને માટે પ્રયત્ન કરવા વાળા વિવેકી પુરૂષનાં મનને ક્ષુભ પમાડનારી જે સઘળી ઇંદ્રિયો તેમને નિયમમાં રાખી ઇશ્વર પરાયણ થઇને બેસેછે. ?

ઉત્તર—૪ સંપૂર્ણ કામનાઓના ત્યાગથી નિર્માન થયેલા છે. અને જો કદાચિત કામના ઉત્પંન થાય તો તેમાં મમતા ઇચ્છા ન-કરતા છતા નિરઅહંકાર થઇને ફરેછે. બીજા પ્રકારે જ્ઞાનીનું લક્ષણ સાંભળો. આ જ્ઞાનીનું લક્ષણ સ્વસંવેદ્ય અને પરવેદ્ય પણછે. ઉદાસી રૂપે સાક્ષી રૂપે રહ્યો થકો સત્વ આદિ ગુણોનાં કાર્ય સુખ દુઃખ આદિથી જે સ્વરૂપથી ચલાય માન થતું નથી, પણ ગુણોજ પોતાનાં સુખ દુઃખ આદિ કાર્યોને વિષે વર્ત્તેછે. તેમની સાથે મારે કંઈ પણ સંબંધ નથી, એવા વિવેક યુક્ત જ્ઞાન વડે સ્થીર છે. સ્વરૂપ વિષે સ્થિતિ વાળો હોવાથી સુખ તેમજ દુઃખ જેને સમાન છે. ઢેફું. પત્થર. અને સુવર્ણ જેને સમાન છે. સુખ તથા દુઃખનાં કારણ રૂપ પ્રિય અને અપ્રિ-ય વસ્તુ જેને તુલ્ય છે. જે ધૈર્યવાન છે. જેને પોતાની નિંદા કે પોતાની પ્રસંશા એ બંને સમાન છે. જે માન અપમાનમાં તુલ્ય છે. જેને મિત્ર પક્ષ અને શત્રુ પક્ષ સરખો છે. તેને સર્વારંભ પરિત્યાગી તેને ગુણાતિત સ્થિત પ્રજ્ઞ કહેવાય છે. સત્વ ગુણોનાં કાર્ય પ્રકાશાદિ, રજો ગુણનાં કાર્ય પ્રવૃત્તિ આદિ અને તમો ગુણનાં કાર્ય મોહાદિ જે પોતે પ્રારબ્ધ બળથી પ્રા-પ્ત થયાં છતાં તેમાં કંઈ હર્ષ, શોક, કરતો નથી. અને નિવૃત્ત થયા છતાં પણ કરતો નથી. મુક્તેચ્છુ સત્વ ગુણને વિષે હર્ષ પ્રિત કરેછે, અને રજો ગુણને વિષે દ્વેષ શોક રાખે છે. એવા એવા પ્રકારનાં સાધનો ગીતા શાસ્ત્રાદિમાં ઘણા લ-ખેલાં છે. તાત્પર્ય આ છે કે જેમ બને તેમ શરીર. ઇંદ્રિય, અને પ્રાણ અને અંતઃકરણનો નિત્ય પ્રતિદીન અધિક

અધિક અભ્યાસથી નિરોધ કરવો વસીષ્ટજી કહેછેકે.

**શ્લોક.**

**हस्तं हस्तेन संपीड्य दंतानृदन्तैश्च पीडयन् ।**
**अंगान्यंगैःसमाक्रम्य जयेदादौ स्वकंमनः ॥१॥**

વીષયાકાર અંતઃકરણની વૃત્તિઓને સુક્ષ્મ કરવાથી જે પોતાનું સ્વરૂપ ભાસા ભાસ પ્રતિત થાયછે, તે સ્વરૂપ જ્ઞાન દ્વારા અપરોક્ષ થાયછે- વસ્તુ છે છતાં પ્રતિત થતી નથી. એ વિષે દ્રષ્ટાંત—વેદ પાઠકોના સમૂહમાં અધ્યયન કરવા વાળા સ્વપુત્રના શબ્દધ્વની સાંભળવામાં આવતાં છતાં, બહાર ઉભા રહેલા તેના પીતાને આ માહરાજ પુત્રનો ધ્વની એમ વિષેશાકારથી ઓળખવામાં આવતો નથી. એમજ જેની ઇંદ્રિયો પોત પોતાના વિષયોમાં પ્રવૃત્ત થઇને રહેલી છે, તે માણુસને જ્ઞાન થવું કઠીણ છે. જો તે છોકરાંઓ પઠણ બંધ કરશે અથવા ધીરે ધીરે ભણશે, તથા તે છોકરાં પોતાના સ્વભાવાનુસાર ભણશે, તો છોકરાના શબ્દ વિષે નિશ્ચય થઈ રહે. એમજ જ્યારે વિષયાકાર અંતઃકરણની વૃત્તિ સુક્ષ્મ થશે, ત્યારે પોતાનું સ્વરૂપ તે સારી પેઠે પ્રતિત થઈ શકેછે. એ માટે અંતઃકરણની વૃત્તિ અવશ્ય સુક્ષ્મ કરવી યોગ્ય છે. એ વિષે દ્રષ્ટાંત—જેમ કોઈ એક તળાવને દસ ઝરણાં છે. અને મનમાં તો તે તળાવને બીલકુલ સૂકું કરવાની ઇચ્છા છે. તો પ્રથમ ઝરણાં બંધ કરવાં જોઈએ. તે પછી સૂર્યના તાપથકી પોતેજ પાણી સૂકાઈ જશે. એમજ પ્રથમ ઇંદ્રિયોનો નિરોધ કરવો, અને નંતર વિચાર રૂપી સૂર્યથી સૂકો કરવો. આ પ્રમાણે અંતઃકરણની વૃત્તિ સુક્ષ્મ થઈ શકેછે. ઠીક, ત્યારે આ વાતની પરિક્ષાને માટે એક મહીનો ભર ઉપર કહેલી રીતે અભ્યાસ કરીને કેટલો ફરક પડેછે. તે જુઓ; જેના અભ્યાસ કરવાથી નિત્ય પ્રતિદીન તેનું ફળ કરામલક વત પ્રતિત થયા છતાં ફરી ન કરશો તો કહો "તે સિવાય બીજા કેને પશુ માનવો." અંતઃકરણની વૃત્તીનું સુક્ષ્મ થવું એનેજ મનો નાશ કહેવાય છે; એવા એવા સાધનથી યુક્ત જે પુરૂષ તેજ જ્ઞાન દ્વારા નીરતીષય આનંદને પ્રાપ્ત થાયછે.

( ઇતિશ્રી ચતુર્થ તરંગ. )

## તરંગ પાંચમો.

સત્વ ગુણ વધારવાથી અને રજો ગુણ તમો ગુણ કમ કરવાથી ગ્નાન દ્વારા સ્વરૂપ પ્રાપ્ત થાયછે. તે માટે સત્વ ગુણ વધારવા સારૂ અને રજો ગુણ તમો ગુણ કમ કરવા માટે તેમનાં લક્ષણ લખુંછું. શી રીતે આ ત્રણે ગુણ દેહ સંબંધથી આત્માને બંધન કરેછે, તે સાંભળો.—સત્વ ગુણ સ્ફટીક મણીની પેઠે સ્વચ્છ હોવાથી પ્રકાશ માન તથા ઉપદ્રવ રહીત (શાન્ત) છે. માટે પોતાનાં કાર્ય સુખ તથા ગ્નાનમાં આશક્તી કરવાથી બંધન ઉપન્ન કરેછે. અર્થાત હું સુખીછું, હું ગ્નાની છું, એવા મનમાં ધર્મ સાથે તેના અભિમાની ક્ષેત્રગ્નને જોડેછે. રજો ગુણનાં કાર્ય અને બંધન પ્રકાર સાંભળો. પ્રિતિ ઉત્પન્ન કરવી એ રજો ગુણનું સ્વરૂપ છે. તેથીજ તે તૃષ્ણા એટલે, નહીં મળેલી વસ્તુમાં ઇચ્છા અને તેને વિષે અતિશય આસક્ત કરવા વાળો છે. તે દેહાભીમાનીને પ્રત્યક્ષ ફળવાળા તથા પરોક્ષ ફળવાળા કર્મોમાં આસક્તીથી નિરંતર બંધન કરેછે· તમો ગુણ તો અગ્નાન એટલે આવરણ શક્તિ જેમાં મુખ્ય છે એવા એક પ્રકૃતિના અંશથી થએલો છે. એમ જાણવું. અને તેથીજ તે સર્વ દેહીઓને ભ્રાંતિ ગ્નાન ઉત્પન્ન કરનાર છે; અને તે પ્રમાદ ( ગાફલપણું ) આળસ, અને નિંદ્રાથી દેહમાં અભિમાનીને બંધન કરેછે. સત્વાદિ ગુણ પોત પોતાનુ આવિર્ભાવમાં જે કાર્યો કરેછે, તેની શક્તિને દેખાડું છું.—જે વખતે રજ તમોગુણનો તીરોભાવ કરીને જે સત્વ ગુણનો આવિરભાવ થાયછે, તે સત્વ ગુણ સુખ દુઃખ. શોક અને સઘળાંનાં કારણ છતાં પણ સુખની તરફ વાળેછે. રજોગુણ સુખ આદિનાં કારણ છતાં પણ કર્મમાંજ જોડેછે અને તમો ગુણ તો મોટા પુરૂષના સંગથી ગ્નાન થતું હોય, તો પણ તે ગ્નાનને ઢાંકી દઈ પ્રમાદમાં જોડેછે. અર્થાત જ્યારે મોટા પુરૂષ ઉપદેશ કરેછે ત્યારે ઉપદેશમાં ધ્યાન લાગવા દેતો નથી, તેમજ તે માણસને આળસ ઉંઘ વીગેરેમાં પણ જોડેછે.

એવો નિયમ છે કે જ્યારે સત્વ ગુણનો આવિર્ભાવ ઉદય થાય છે, ત્યારે રજ તમો ગુણનો તીરો ભાવ, અને રજો ગુણનાં આવિર્ભાવમાં સત્વ તમનો તીરોભાવ અને તમો ગુણના આવિર્ભાવમાં સત્વ રજો ગુણનો તીરોભાવ થાયછે. જ્યારે શરીરમાં પ્રકાશ થાયછે, એટલે

તે તે ઇંદ્રિયો વડે તે તે વિષયોનાં જ્ઞાન રૂપ પ્રકાશ થાયછે, ત્યારે અપ્રકાશ રૂપી ચિન્હ વડે સત્વ ગુણ વૃદ્ધિને પામ્યો છે. એમ જાણવું. તેમજ સુઃખ આદિ ચિન્હ વડે પણ સત્વ ગુણની વૃદ્ધિ જાણવી. લોભ એટલે અનેક પ્રકારે ધનાદિ પ્રાપ્ત થતું હોય તોએ પણ તેને માટે વારે વારે વધતી ઈચ્છા; પ્રવૃત્તિ એટલે નિરંતર કામમાં મંડ્યાં રહેવું; કર્મોનો આરંભ એટલે ઘર આદિને માટે કર્મોનો ઉદ્યોગ; અશાંતિ એટલે આ કામ થઈ રહ્યા પછી તે કામ કરીશ, તે પછી પેલું કરીશ; એવી રીતે ઉત્તરોત્તર સંકલ્પ વિકલ્પ થતા બંધ નહીં થવા તે અશાંતિ છે. સ્પૃહા એટલે શ્રેષ્ટ અથવા નજીવી વસ્તુ દીઠી કે, તેને કોઈ પણ પ્રકારે મેળવવાની ઇચ્છા, એટલાં ચિન્હો રજો ગુણ વૃદ્ધિ પામ્યો હોય ત્યારે થાયછે. અર્થાત એટલાં ચીન્હોથી રજો ગુણની વૃદ્ધિ જાણવી. પ્રકાશ એટલે વિવેકનો નાશ; અપ્રવૃત્તિ એટલે ઉદ્યમ રહીત થવું; પ્રમાદ એટલે મારૂં શું કર્ત્તવ્ય છે તેનું ધ્યાન ન રહેવું; અને મુઢતા એટલાં ચિન્હો તમો ગુણ વધ્યો હોય ત્યારે થાયછે અર્થાત તે ઉપરથી તમો ગુણની વૃદ્ધિ જાણવી.

અંતકાળે સત્વગુણ વૃદ્ધિ પામ્યો હોય ત્યારે જો જીવ મરણ પામેછે તો તે ઉત્તમ હીરણ્ય ગર્ભ આદિ જાણનારને જે સુખ ભોગ–વવાનાં સ્નાન ભૂત નિર્મળ લોક મળેછે તે લોકને પામેછે. રજો ગુણ વધ્યો હોય ત્યારે મૃત્યુ પામીને કર્મોમાં આસક્તિવાળા મનુષ્યોમાં જન્મેછે, તથા તમો ગુણ વધ્યો હોય તે વખતે મુએલો પશુઆદિ મુંઢોમાં અવતરે છે. સત્વગુણ જ્ઞાન અને સુઃખ ફલછે. રજો ગુણનું દુઃખાદિ ફળછે. અને તમો ગુણનું ફળ અજ્ઞાનાદિછે. સત્વ ગુણમાં જ્ઞાનાદિ થાય છેઃ રજો ગુણમાં લોભાદિ થાયછે; અને પ્રમાદ મોહાદિ તમો ગુણમાં થાયછે. સત્વગુણ પુરૂષોને મરતી વખતે સત્વગુણાન્વયથી ફળ પ્રાપ્ત થાયછે, એમ કહેલું છે. ત્યાં તારતમ્યતાનો વિચાર છે. જે સત્વગુણી હોય તે ઉપરનાં લોકોમાં જાયછે; અર્થાત સત્વગુણની વૃદ્ધિનાં તારતમ્યને લીધે ઉત્તરોત્તર જેમાં સોસો[1] ગુણો વિશેષ

---

१ तस्येयं पृथिवी सर्व्वा वित्तस्य पूर्णास्यात् सएको मानुष आनन्दः। तेयेशतं मानुषा आनन्दाःसएको मनुष्यगन्धर्वाणामानन्दः । श्रोत्रियस्य चा-

આનંદ છે. એવા મનુષ્ય લોક ગંધર્વ લોક, પીતૃલોક, દેવલોક આદિ- લોકથી માંડીને છેક બ્રહ્મલોક પર્યંત લોકને પામેછે. જેમ આ લોકમાં બ્રાહ્મણ, ક્ષત્રી, વૈશ્ય. શુદ્ર તથા રાજા, મંત્રીઓની તારતમ્યતા છે એમજ ઉપરનાં દેવતા ગંધર્વ, આદિ બ્રહ્મલોકાદિ લોકોની તારતમ્યતા છે. આજ પ્રમાણે રજો ગુણી એટલે તૃષ્ણા વિગેરેથી વ્યાકુળ મનવાળા મધલોક એટલે મનુષ્ય લોકમાં બ્રાહ્મણ તથા ચક્રવૃત્તિ રાજા થકી તે ચાંડાળ કંગાળ પર્યંત ઉત્પન્ન થશે. તથા તમો ગુણી પશુ આદિ- યોનીને વિષે અર્થાત કીટ સર્પાદિ થઇ તે ગૌહંસાદી પર્યંત યોનીમાં જન્મ લેશે. અને જ્ઞાની પુરૂષ ગુણાતીત થવાથી મુક્તજ છે, તે એમ જાણેછે કે "હું ગુણ થકી પૃથકછું. ગુણજ કર્તા છે. અને હું અકર્તા- છું. ફક્ત ગુણોમાં દ્રષ્ટાંત સાક્ષીછું" શ્રી ભગવાન કહેછે કે "ગુણાતિત મારા ભાવને પ્રાપ્ત થશે, અર્થાત મુક્ત થશે." દેવતાઓની પુજા અને યજ્ઞ દાન્ તપ તથા ખાવું પીવું આદિ ક્રિયાઓના યોગથી સત્વાદિની પરીક્ષા થાયછે. સત્વગુણ દેવતાઓની પુજા કરવાવાળા સત્વગુણીજ છે. આજ પ્રમાણે રજોગુણ અને તમો ગુણ વિષે કલ્પના કરી લેવી. અને એજ પ્રમાણે યજ્ઞદાનાદિમાં જાણવું. સત્વગુણીને પુજા દાનાદી કરવાથી સત્વગુણ વધેછે તે માટે રજોગુણ અને તમો ગુણી સંબંધી પુજાદિનો ત્યાગ કરવા સારૂ તથા સત્વગુણાદિ પુજાનું સેવન કરવા

---

कामहतस्यातेयेशतं मनुष्यगन्धर्वाणामानन्दाः। सएकोदेव गन्धर्वाणामानन्दः श्रोत्रियस्य चाकामहतस्यातेयेशतं देवगन्धर्वाणा मानन्दाः। सएकः पितृणा चिरलोक लोकानामानन्दः।श्रोत्रियस्य चाकामहतस्य तेयेशतं पितृणा चिर लोकलोकानामानन्दाः। सएकआजानजाना देवानामानन्दः। श्रोत्रियस्य चा- कामहतस्य।तेयेशतमा जानजाना देवानामानन्दाः। सएकः कर्म्मदेवानामा नन्दः। येकर्म्मणा देवानादियन्ति।श्रोत्रियस्य चाकामहतस्य। तेयेशतं कर्म्मदे वानामानन्दाः।सएकोदेवानामानन्दः श्रोत्रियस्य चाकामहतस्य।तेयेशतं देवा नामानन्दाः।सएकइन्द्रस्यानन्दः। श्रोत्रियस्य चाकामहतस्य। तेयेशतमिन्द्रस्या नन्दाः।सएको बृहस्पतेरानन्दः। श्रोत्रियस्य चाकामहतस्य। तेयेशतं बृहस्पते रानन्दा : सएक प्रजापतेरानन्दः।श्रोत्रियस्य चाकामहतस्य। तेयेशतं प्रजापते रानन्दाः। सएकोब्रह्मण आनन्दः। श्रोत्रियस्य चाकामहतस्य। इतिश्रुतेः

સારૂ પુજાદિઓને સત્વ રજ તમ આ ત્રણે ભેદ થકી વર્ણન કરૂંછું. બ્રહ્મા,વિષ્ણું, મહેશ, સૂર્ય, શક્તિ, ગણેશ આદિનું યજન કરવાવાળા સત્વગુણીછે. યક્ષાદિનું યજન કરવાવાળા રજોગુણી. અને ભૂત પ્રેતાદિનું યજન કરવાવાળા તમો ગુણીછે.

રજો ગુણી અને તમો ગુણીનું તપ એવું છેકે, જેનો શાસ્ત્રને વિષે સાક્ષાત અથવા પરંપરાથી કોઈ જગ્યામાં ઉલ્લેખ નથી; અને પ્રાણીઓને ભય કરવાવાળું ઘોર શરીરને ખેદ દાયક છે. અને શાસ્ત્રીય વિધાન પૂર્વક જે કરવું તે અન્ય ગુણી તપ છે. જીવીત, ઉત્સાહ શક્તી, આરોગ્ય, ચીત્તની પ્રસંનતા અને રૂચીને વધારનારા રસવાળાથી વીગેરે ચીકણા પદાર્થ વાળા, રસના અંશ વડે ઘણા કાળ સુધી શરીરમાં રહેવા વાળા, તથા જોતાંજ મનને ગમે એવા અહાર સત્વ ગુણવાળા માણસને પ્રીય છે. તેથી એમ જાણવું કે આ સત્વ ગુણી અહાર છે. અતી કડવા, અતી ખાટા, અતી ઉંના મરી વીગેરે તીખાં. કાંગ કોદરા વીગેરે અતી લુખાં તથા સરસવ વીગેરે અતી દાહ કરનારા આહાર રજો ગુણી માણસને વાહાલા છે. અને તેઓ તત્કાળ દુઃખ, સુખ તથા રોગ આપેછે. રાંધ્યા પછી જેની ઉપર પહોર વીતી ગયો હોય, અર્થાત જે ઠરી ગયું હોય, જે દુર્ગંધી વાળું હોય જે આગલા દિવસનું હોય, જે ઉચીષ્ટ • એટલે બીજાને ખાતાં વધ્યું હોય, તથા જે ખાવા યોગ્ય ન હોય, જેવું કે વીશ ચોપડેલા બાણવડે મારેલા મૃગનું માંસ, (કલીંજ) આવા પ્રકારનું અન્ન, તમો ગુણી માણસને પ્રિય છે. અહીં કૃમથી રસ્યાદિ વર્ગ. સાત્વિક કટવાદિ વર્ગ, રાજ સયાત યામા દિવર્ગ, તામસ એવા આહાર ત્રણ પ્રકારના કહેલા છે. તેમાં રાજસ તામસ વર્ગ સાત્વિક વર્ગને વિરોધિ છે. તે એવી રીતે છે કે અતી કડવા આદિક રસ લેવા યોગ્ય નથી. તેથી રસ્યાદિઓ વિરોધી રૂક્ષ, (લુખાં) સ્નીગ્ધાદિઓને વિરોધી તીક્ષણ. વિર્યાદિ ધાતુ પોષણ તથા વૃદ્ધિને વિરોધી છે. તેથી સ્થિરત્વને વિરોધી અતિ ઉષ્ણ, હૃદયને વિરોધી આમય પ્રદત્વ આયૂ, સત્વ, બલા રોગોને વિરોધી દુઃખ, શોક, પ્રસુખ, પ્રીતીને વિરોધી આ પ્રમાણે રાજસ વર્ગને સાત્વિક વર્ગનું વિરોધીત્વ સ્પષ્ટજ છે. આ રીતે તામસ વર્ગમાં ગત

રસયાત યામ પરિયુષીત આસંભવથી રસ્ય, સ્નીગ્ધ. અને સ્થીરોને વિરોધી છે.

દુર્ગંધવાળું યુતી. ઉચ્ચિષ્ટ અમેધ આ હૃદયને વિરોધી છે. આયુ સત્વ એનો વિરોધીત્વ સ્પષ્ટ છે. રાજસ વર્ગને દ્રસ્ટ ફળનો માત્ર વિરોધ છે. અને તામસ વર્ગને દ્રષ્ટ તથા અદ્રષ્ટ આ બેઉ ફળનો વિરોધ છે.

હવે યજ્ઞ ભેદ કહુંછું.—અગ્ની હોત્ર, દર્શ પુર્ણ માસ, ચાતુર્માસ્ય. પશુ બંધ જોતી સ્ટોમાદિક યજ્ઞ, કામ્ય અને નિત્ય એવા બે પ્રકારનાં છે. જેને ઈંદ્રિય કામના છે તેને દધી દ્રવ્યથી અગ્નિ હોત્ર હોમ કરવો. પશુ પુત્રાદિક સર્વે ફળોને વાસ્તે દર્શ પુર્ણ માસ કરવો. સ્વર્ગની ઈચ્છા જેને છે તેને જોતિસ્ટોમ કરવો. એવાં ફળ સંબંધ યુક્ત વિધિથી કહેલાં અને જેટલાં અંગ તેનાં શાસ્ત્રમાં કહેલાં છે, તેમનાં પ્રતિનીધી ન લેતાં છતાં તે સર્વાંગનું અનુષ્ટાનથી નીસ્પન્ન થનારા જે અગ્નિ હોત્રાદિ યજ્ઞ તે કામ્ય છે. અને અમુક ફળાર્થ કરવો એવા ફળ સંબંધ સીવાય જ્યાં સુધી જીવન છે, ત્યાં સુધી કરવો. એવા જીવન સંબંધ આદિક નીમીત્તથી કરવો. એવા વિધિથી કહેલા અને સર્વાંગનું અનુષ્ટાન કરવા અશક્ય હોય કીંવા મુખ્ય અંગનો અસંભવ હોય તો યથાશક્તિ જેટલાં અંગ કરવાની શક્તિ હોય તેટલાંજ અનુષ્ટાનથી નીસ્પન્ન થનારા અને મુખ્ય અંગાદિક કરવાનો અસંભવ હોય તો, જે તેના સ્થાનમાં પ્રતિનીધી શાસ્ત્રોક્ત હોય, તે લઈ કીંવા, તેનું અનુષ્ટાનથી જે નીસ્પન્ન થાય એવાને અગ્ની હોત્રાદિક યજ્ઞ તે નીત્ય છે. તેમાં જીવન પર્યંત અગ્ની હોત્ર કરવું એવો શાસ્ત્રનો વિધિ છે.[1] એ માટે જીવતાં છતાં ન કરેલી પ્રત્યવાય થશે, એ માટે એ મુખ્ય સર્વાંગનું અનુષ્ટાન ન થાય તોપણ યથાશક્તિ પ્રતિનીધી લઇને અવસ્ય અનુષ્ટાન કરવું. એવો મનથી નિશ્ચય કરી ફળની જેને ઇચ્છા નથી, અને અંતઃકરણ શુદ્ધીનીજ ઈચ્છા છે એ માટે કામ્ય કર્મને વિષે જે વિમુખ તે જે શાસ્ત્ર વિહીત અગ્ની હોત્રાદિક યજ્ઞ કરેછે તે યજ્ઞ સાત્વિક છે. દંભને માટે અને

---

१ यावद्‌जीवमग्निहोत्रं जुहोतिइतिश्रुतेः

પોતાની મોટાઈ પ્રસિદ્ધ કરવાને માટે "યજ્ઞ વડે અમુક ફળ મેળવવાનું છે" એવો મનમાં નિશ્ચય કરીને જે યજ્ઞ કરવામાં આવેછે તે રજોગુણી યજ્ઞ છે. શાસ્ત્રમાં કહેલા વિધી વગરનો જેમાં બ્રાહ્મણોને અન્ન અપાતું નથી; મંત્રનું શુદ્ધ સ્વરથી ઉચ્ચારણ થતું નથી એવો મંત્ર વગરનો દક્ષણા રહીત, એટલે ઋત્વીજોને શાસ્ત્રોક્ત દક્ષણા જેમાં નથી, એવા ઋત્વીજની સાથે દ્વેશાદિકથી જે શ્રદ્ધા રહીત છે, તેવો યજ્ઞ તામસ છે. રાજસી યજ્ઞ થકી ચિત્ત શુદ્ધિ ફળ ન થાય, તોપણ યથા શાસ્ત્ર વિધીએ કરીને અનુષ્ટાન થયાથી સ્વર્ગાદિક ફળ આપવા વાળું અપુર્વ એટલે પુન્ય છે. તામસ યજ્ઞમાં યથા શાસ્ત્ર વીધી અનુષ્ટાન ન થવાથી, કોઈ પ્રકારનાં પણ અપૂર્વ એટલે પુન્ય નથી એ માટે તેનું સર્વથા વર્જન કરવું. તપના સાત્વિક આદી ભેદ કહેતાં પહેલાં પ્રથમ મન વાણી શરીર ભેદે કરીને લખુંછું—બ્રહ્મા, વિષ્ણુ, મહેશ, સૂર્ય, અગ્નિ, દુર્ગાદિક દેવતા, દ્વિજોત્તમ બ્રાહ્મણ, પીતા, માતા, આચાર્યાદિક ગુરૂ, વેદ, વેદાર્થ વેત્તા, પંડિત, પ્રાજ્ઞ, એમનું પૂજન યથાશાસ્ત્ર પ્રમાણ સુસ્ત્રુસાદિક કરવી. કોમળ રહેવું, હિંસા ન કરવી, અને બ્રહ્મચર્ય રહેવું, એને શારીરીક તપ કહેવાય છે. અષ્ટાંગવાળું જે મૈથુન તે થકી દુર રહેવું એનું નામ બ્રહ્મચર્ય. એ આઠ અંગ આ પ્રમાણે છે. રાગબુદ્ધિથી સ્ત્રીઓનું સ્મર્ણ કરવું. ૧ કીર્ત્તન કરવું ૨ મશ્કરી કરવી. ૩ દ્રષ્ટિ જમાવીને દેખવું. ૪ ગુપ્ત એકાંતમાં વાત કહેવી. ૫ મનમાં સંકલ્પ કરવો કે શી રીતે મને આ પ્રાપ્ત થશે. ૬ આ નિશ્ચય કરવો કે હું એનો સંગ કરીશજ કરીશ. ૭ સાક્ષાત ભ્રષ્ટ થવું. ૮ એ આઠ છે. રાગ પદનો સંપૂર્ણમાં અન્વય કરવો. ભય નહીં કરનારૂં સાચું અને પરિણામને સુખ કરનારૂં વચન બોલવું. અને વેદનો અભ્યાસ કરવો; એ વાંગમય તપ કહેછે. ૨ મનનું સ્વસ્થપણું; સૌમ્યપણું એટલે કુરતા તજી દેવી મગ્ન ( સદા આત્મવિચાર ) વીષયોમાંથી મનને પાછું ખેંચી વશ કરવું એ માનસતપ છે. હવે તપના ભેદ કહુંછું શ્રદ્ધાથી એટલે આથી ફળ અવશ્ય પ્રાપ્ત થશે, એવી કોઇ વખતે પણ જેના ઉપર અપ્રમાણની શંકા નથી, એવા ઉત્કૃષ આસ્તીક બુદ્ધિથી ફળનો ઉદેશ જેના મનમાં નથી, અને સીદ્ધિથી કીંવા અસીદ્ધિથી જેના મનને

વીકાર નથી, એવા પુરૂષોએ અનુષ્ઠાન કરેલું શારીર, વાચીક, માન- સીક, આ ભેદથી ત્રણ પ્રકારનું પૂર્વોક્ત તપ તેને સાત્વિક તપ કહેછે. ૧ આ સાધુ તથા તપસ્વી છે એવી રીતે પોતાનો વાણીવડે સત્કાર કરવા માટે માન એટલે બીજો માણસ સામું ઉભો થઈ, અથવા હાથ જોડી શરીરવડે પોતાને માન આપે, તેને માટે અને ધન આ- દીમાં લોભને માટે જે તપ માણુસ કરે છે, તે સદા ન રહે એવું ક્ષ- ણીક રજોગુણી તપ કહેવાય છે. એ વિવેકથી થએલા
પોતાના શરીર ઇંદ્રિ આદીને પીડા કરીને, અથવા
કરવા માટે જે તપ કરાય છે, તે તપ તમોગુણી કહેવાય
ભેદ કહુંછું.—દાન આપવા યોગ્યજ છે એવો નીશ્ચય કર
ઉપકાર નહીં કરીશ, કે તેવા પાત્રને અર્થાત તપ અને વેદશાસ્ત્ર
બ્રાહ્મણને કાશી ક્ષેત્ર આદી પવિત્ર દેશમાં, તથા ગૃહાણાદી પા
કાળને વિષે, જે દાન અપાય છે, તે સત્વગુણી દાન કહેવાય છે. જો હું આને ધન આપીશ તો કોઈ સમે પણ તે મને બદલો આપશે, એવી ધારણાથી ઓળખતો, જમાઈ, દીકરી, આદીઓને અથવા સ્વર્ગ આદી ફળને ધારીને કે, મનમાં કલેષ પામીને જે દાન આપ- વામાં આવેછે તે દાન રજોગુણી કહેવાય છે. દેશકાળ વિના એટલે અપવિત્ર દેશમાં તથા અપવિત્ર સમયે વિષયી પુરૂષો, નટ, નાચનારા, ભવૈયા, વીગેરેને જે દાન આપવામાં આવેછે, અથવા પવીત્ર દેશમાં પવીત્ર કાળ તથા સત્પાત્ર મળ્યા છતાં પણ બ્રાહ્મણનો પગ ધોવા વીગેરે સત્કાર કર્યા વગર અપમાન સહીત જે દાન અપાય છે, તે તમોગુણી દાન કહેવાય છે. હવે કર્મભેદ કહુંછુ—જે નીત્યકર્મ હોય, હું કર્મનો કરનારછું, એવા અભીમાનવડે જે ન કર્યું હોય; પુત્ર આ- દીને વિષે રાગને લીધે અને શત્રુ આદીને વીષે દૂષને લીધે જે ન કર્યું હોય, તથા જે નિષ્કામ પુરૂષે કર્યું હોય તે સાત્વીક કર્મ કહેવાય છે. ફળ મેળવવાને ઇચ્છનારા પુરૂષથી અથવા મારા જેવો બીજો કોણ શ્રોત્રીય છે? એવા અહંકારવાળા પુરૂષથી જે કર્મ થાયછે, તથા જે અંત્યંત ક્લેશ વાળું કર્મ છે તે રાજસ કર્મ કહેવાય છે; પરિણામ ધનનો ખર્ચ. બીજાને થવાનું દુઃખ. પોતાનું સામર્થ્ય એ સઘળાનો વિચાર કર્યા સિવાય કેવળ મોહથીજ જે કર્મ કરવામાં આવેછે તે

તમોગુણી કર્મ છે. હવે કર્ત્તાના ભેદ કહુંછું.—આસક્તિ રહીત ગર્વ યુક્ત વાણી નહીં બોલનારો, ધૈર્ય અને ઉદ્યમવાળો કર્મનાં ફળની સીદ્ધિમાં હર્ષ રહીત તથા કર્મનું ફળ નીસીદ્ધ થાય તો તેમાં શોક રહીત, તે સાત્વિક કર્ત્તા કહેવાય છે. પૂત્ર આદિમાં પ્રીતિ વાળો, કર્મ ફળની ઈચ્છાવાળો, પરાયા ધનનો લોભી, મારવાના સ્વભાવવાળો, ્વિત્રતા વગરનો, તથા લાભમાં હર્ષ યુક્ત, અને હાનીમાં શોક યુક્ત ા રાજસ ગણાયછે. ગાશીલ વિવેક રહીત, અંન્ન ભ્રષ્ટ પારકું ર, આળસુ, ખેદ યુક્ત સ્વભાવવાળો તથા દીર્ઘ સુત્રી ા આજ કે કાલ કરવાનું હોય તે મહીને પણ પુરૂં ન કરે ત તમોગુણી કહેવાય છે.

ં સુખ ભેદ કહુંછું.—જે સુખને વિષે અભ્યાસથી ચીત્ત આ- . પામેછે, અને સુખમાં રમતો એવો પુરૂષ સદા દુઃખના અંતને પામે છે. મનના નીગ્રહને આધી હોવાથી જે સુખ આરંભમાં વિષ જેવું છે, તથા પરિણામે અમૃત જેવું છે, તે આત્માકાર બુદ્ધિની નિ-ર્મળતા એટલે રજોગુણ અને તમોગુણરૂપ મેળ રહીતપણાથી થએલું સુખ સત્વગુણી છે. વિશમ અને ઇંદ્રિયના સંબંધથી થનારૂ જે સ્ત્રી સંગ આદિ સુખ આરંભમાં અમૃત જેવું છે. અને આ લોકમાં તેમજ પર લોકમાં દુઃખનું કારણ હોવાથી પરિણામે વિષ સમાન છે. નિદ્રા, આળસ, તથા ગાફલપણાથી જે થયેલું સુખ તે પ્રથમથી તેમજ પરીણામે મોહ કરનારૂ છે, તે તમોગુણી સુખ કહેવાય છે. તાત્પર્ય પૃથ્વી ઉપર મનુષ્ય વીગેરેમાં તથા સ્વર્ગમાં દેવોને વિષે એવું કોઈ પ્રાણી કે કોઈ બીજી એવી વસ્તુ નથી કે જે પ્રકૃતીથી થએલા આ સત્વ રજ તથા તમોગુણથી રહીત હોય.

ત્યાગ જ્ઞાનબુદ્ધિ ધૈર્ય, શ્રદ્ધાદિઓને સત્વાદિ ભેદ થકી ગીતા શાસ્ત્રમાં સારી પેઠે વર્ણન કરેલાં છે અને જે હાલ ભેદ મેં ઉપર લ-ખેલા છે તેમાં પણ અર્થ ગીતાદિમાં શ્રવણથી નિશ્ચયાત્મક થાય છે. વેદ તથા શાસ્ત્રમાં જે આ કરવું આ ન કરવું એવી આજ્ઞા છે તે બ-ધાનું તાત્પર્ય એ કે, જેના કરવાથી રજોગુણ તથા તમોગુણ વધતો હોય તે કર્મ અને જેના કરવાથી સત્વગુણ વધેછે તે કર્મ કરવું એમ છે. બુદ્ધિવાનને એમ વિચારવું જોઈએ કે પ્રાતઃકાળમાં સ્નાનાદિ કર-

વાથી રજોગુણ તમોગુણનો નાશ થાયછે કે નથી થતો ? જો કહેશો કે થાયછે તો સર્વકાળ જેમ બને તેમ શાસ્ત્રવિહીત કર્મનું આચરણ કરવું યોગ્ય છે. જે વખતે રજોગુણ તમોગુણની વૃત્તિનો તીરસ્કાર અને સત્વગુણની વૃત્તિનો આવીર્ભાવ સારી પેઠે થશે, તે વખતે આ કરવું મને યોગ્ય છે, આ અયોગ્ય છે આ માર્ગ બંધ દુઃખાદિનો છે, આ માર્ગ મુક્તિ સુખનો છે એનું જ્ઞાન થશે. વ્યાસ વસીષ્ટાદિઓમાં ભૂત, ભવિષ્ય કાળની વ્યવસ્થા કહેવાનું સામર્થ હતું તે આજ સત્વગુણનો પ્રતાપ છે. જેમાં જેટલો વધુ સત્વગુણ તેને તેટલોજ વધુ પ્રકાશ થશે તાત્પર્ય સત્વગુણને વધારવાથી સિદ્ધી સ્વર્ગ, લક્ષ્મી આદિ પણ પ્રાપ્ત થવું ઘણુંજ સહેલું છે. આ ગૌણ છે અને સત્વગુણ વધારવાથી જ્ઞાનદ્વારા મુક્ત થાયછે આ મુખ્ય ફળ છે.

ઈતિશ્રી મોક્ષસુધા તરંગીણી પાંચમો તરંગ સમાપ્ત.



## તરંગ ૬ ઠો.

પ્રથમ સાધન અવસ્થામાં કર્મ ઉપાસના કરવી યોગ્ય છે. જ્ઞાનમાં સમુચ્ચયન કરવો એટલે કર્મ ઉપાસના અને જ્ઞાન આત્રણે મળી મુક્તિ થાયછે એમ નહીં જાણવું. શ્રી શંકર ભગવાન ભાષ્યકારે ગીતા ભાષ્યાદિ ગ્રંથમાં સંપૂર્ણ સમુચ્ચયનું સારી પેઠે પ્રમાણ પૂર્વક ખંડન કરેલું છે, અને કેવળ આજ વાત સિદ્ધ કરી છે કે, જ્ઞાનથીજ મુક્તી થાયછે. જ્ઞાનને કર્મો ઉપાસનાની અપેક્ષા નથી. કર્મ અને ઉપાસનાને જ્ઞાનની અપેક્ષા છે. તાત્પર્ય જ્ઞાનના સિવાય કર્મ ઉપાસનાથી મુક્તિ થતી નથી. અહીં પણ હું આજ વાતને સિદ્ધ કરૂંછું કે કેવળ જ્ઞાનથીજ મુક્તી થાય છે.

પ્રશ્ન—એમ સાંભળવામાં આવેછે કે તપ, યોગ, યજ્ઞ, સ્નાન અને વૃત્તાદિનુ ફળ મુક્તી છે ત્યારે એવા વાકયોની શી ગતી ?

ઉત્તર—તપ યોગાદિ સાધનો પરંપરાથી મુક્તિનાં સાધનો છે અને જ્ઞાન એ સાક્ષાત સ્વતંત્રપણે મુક્તીનું સાધન છે. એજ વાત શ્રી રામચંદ્રજીએ લક્ષ્મણજીને રામગીતામાં કહેલી છે. જે કરમઠ અને ઉપાસક કેવળ કર્મ ઉપાસના થકીજ મુક્તિ થાય

છે, આમ કહેછે તેમણે આ વિચાર કરવો યોગ્ય છે કે "જે વેદોની જે હજારો શ્રુતિઓ અદ્વૈત પર છે, તેમની શી વ્યવસ્થા?" કર્મઠ અને ઉપાસક જો કહેશે કે "કર્મ ઉપાસનાપર જે હજારો શ્રૂતીઓ છે તેમની શી ગતી?" તો આ પ્રશ્નના ઉત્તર વિષે સિદ્ધાંતીઓ એમ કહેછે કે "કર્મ કરવાથી અંતઃકરણ શુદ્ધ થાય છે. ઉપાસનાથી ચિત્તની એકાગ્રતા થાય છે. આજ તેમનું પરમ પ્રયોજન છે અને તે પછી જ્ઞાનદ્વારા મુક્તી થાય છે. આ શાસ્ત્રાર્થ શંકર વિજય શારીરક ભાષ્યાદિક ગ્રંથોમાં ઘણોછે જેને સંશય હોય તેમણે ત્યાં જોઇ નિશ્ચય કરવો. અહીં સિદ્ધાંત માત્ર લખ્યું.—કેવળ જ્ઞાનજ મૂક્તિનું સાધન છે, દૃષ્ટાંત જેમ પાક ક્રિયામાં જળ પાત્રાદિ પરંપરા કરીને ગૌણ સાધનો છે, એમજ કર્મ ઉપાસના મૂક્તિનાં ગૌણ સાધનો છે. જ્ઞાનમુક્તિનું સાક્ષાત સાધન છે. જો કોઈ એમ શંકા કરશે કે પાક ક્રિયામાં અગ્નિ ગૌણ અને જળ પાત્રાદિ મુખ્ય છે. ત્યારે દૃષ્ટાંતમાં એમ થાયછે કે કર્મ મુખ્ય અને જ્ઞાન ગાૈણ છે, પણ એમ બની શકતું નથી. કેમકે અવિદ્યા કર્મની વિરોધી નથી બેઉઓ જડજ છે. અંધકાર નીવારણ કરી શકતો નથી. વિદ્યા જ્ઞાનરૂપ છે. એજ જ્ઞાન અજ્ઞાનને નિવારણ કરી શકેછે; જેમ અંધકારને પ્રકાશ નીવારણ કરેછે તેમ આ હેતુથી જ્ઞાનગાૈણ છે એવું સિદ્ધ થઇ શકતું નથી.

પ્રશ્ન—કર્મ ગૌણ હોય અને જ્ઞાન મુખ્ય હોય પરંતુ ઉપાસનાઓની શી ગતી?

ઉત્તર—જે એવી ઉપાસના છે કે "હું બ્રહ્મછું"[1] અર્થાત એ ભેદ ઉપાસના એનો જ્ઞાનમાં અંતર્ભાવ છે. અને "દાસોહ" અર્થાત ભેદ ઉપાસના એનો કર્મમાં અંતર્ભાવ છે.[2] આ પ્રક્રિયામાં જ્ઞાન અને કર્મ બેઉ છે.

પ્રશ્ન—સંપૂર્ણ શરીરોમાં આત્મા પરીછિન્ન પ્રતીત થાય છે તો તેને પૂર્ણતા કેવી રીતે છે?

---

१ अहंब्रह्मास्मि २ निर्वाणभक्तिःपरमापवित्रा नयत्रभेदोवसरः कथं चितूहितान्यथा भक्तिनिरूपणं चयत्साकर्मभक्तिः खलुभेदमानात् इतिस्मृतेः

ઉત્તર—અજ્ઞાનથી આત્મા પરીછિન્નવત પ્રતિત થાયછે. તે અવિદ્યાનો નાશ થયા છતાં આત્મા પૂર્ણ જેમનો તેમ પ્રતીત થાયછે, જેમ સૂર્ય આગળ મેઘ મંડળ થવાથી વા ગૃહ મંદીરની ઉપાધિને લીધે તડકો પરિછિન્ન પ્રતિત થાયછે, અને તેજ મેઘમંડળ તથા ગૃહમંદીરની ઉપાધિ દુર થવાથી પૂર્ણ પ્રકાશ થાયછે; તેમજ જીવાત્મા, અજ્ઞાનનું કાર્ય જે દેહાદિ તેને વિષે અહંબુદ્ધિ કરીને પોતાને કર્તા ભોક્તા માની મલીન થઇને રહ્યો છે, તે જ્ઞાનાભાસ થકી નિર્મળ થાયછે.

પ્રશ્ન—જ્ઞાન જો રહેશે તો અદ્વૈતની અસિદ્ધિ થશે ?

ઉત્તર—જ્ઞાનાભ્યાસ થકી જે વૃત્તીજ્ઞાન પ્રગટ થાયછે તે અજ્ઞાનનો નાશ કરીને અને આત્માને નીર્મળ કરી પોતે પણ નાશ પામે છે. જેમ કતક રેણું જળના મળને દુર કરી પોતે પણ નાશ પામે છે.

પ્રશ્ન—આત્મા એ જ્ઞાનરૂપ છે તો તેને વિષે અજ્ઞાન શી રીતે રહ્યું ?

ઉત્તર—જ્ઞાનસ્વરૂપ આત્મા અજ્ઞાનનો વિરોધી નથી વૃત્તિજ્ઞાન અજ્ઞાનનો વિરોધી છે. જેમ વાંસડામાં અગ્ની રહેછે તોપણ તેનો વિરોધી નથી પરંતુ મંથન કરવાથી જે અગ્ની ઉત્પન્ન થાય છે તે તેનો વિરોધી છે.

પ્રશ્ન—આ સંસાર પ્રત્યક્ષ દેખાયછે તો તમે એને શી રીતે ખોટા કહોછો ?

ઉત્તર—સંસાર સ્વપ્ન તુલ્ય છે. જેમ સ્વપ્ન કાળમાં સ્વપ્ન સત્યવત પ્રતિત થાય છે, અને જાગૃત કાળમાં અસત્યવત્ પ્રતિત થાય છે. તેમ સત્ય અસત્યવત પ્રતિત થાયછે એ બેઉ પ્રકાર પરમાર્થમાં નથી. અને જેમ જાગૃત અવસ્થામાં મૈથુન થકી સુખ દુઃખ થાયછે, તેમજ સ્વપ્નમાં પણ થાય છે. સ્વપ્નનાં પદાર્થ જેમ અનીત્ય છે, તેમજ જાગૃતિમાં પણ છે. તાત્પર્ય એજ કે ભ્રાંતી કાળમાં તાવતકાળ પર્યંત જગત ખરૂં ભાસેછે કે, જ્યાં સુધી પોતાનું સ્વરૂપ સચ્ચીતાનંદ બ્રંમ થકી અભિ સર્વાધિષ્ટાન નથી જાણ્યું. જેમ રજતની તાવતકાળ પર્યંત ભ્રંમથી પ્રતિતી છે કે યાવતકાળ પર્યંત સુક્તિનો વિશેષ ગુણ નિલ પૃષ્ટ ત્રિ-

કોણાદિનો નિશ્ચય થયો નથી. સચ્ચિતરૂપ આત્માને વિષે આ સર્વ પ્રપંચ કલ્પિત છે. જેમ સુવર્ણને વિષે વીંટી, કડુ ઈત્યાદિ કલ્પિત છે, અને જેમ ઘટમઠાદિનાં ઉપાધિ થકી મહદ આકાશ પૃથક પૃથક ઘટાકાશ, મઠાકાશ વના વચ્છનૃકાશ, વૃક્ષા વચ્છી-ન્નાકાશ કહેવાય છે; એમજ આત્મા દેહની ઉપાધિથી પરિછીન્ન વત કહેવાય છે. જેમ ઘટમઠાદિનાં નાશ થયા છતાં કેવળ મહદાકાશ રહેછે, તેમજ દેહ અને અવિદ્યાનો સમૂળ નાશ થયા છતાં આત્મા પણ પૂર્ણ રહેછે. સત્વ, રજ તમોગુણોની નાના ઉપાધિ થકી જાતિ વર્ણાશ્રમાદિ આત્માને વિષે કલ્પીત છે. જેમ જળ સ્વભાવથી મિષ્ટ અને શ્વેત છે, પરંતુ ઉપાધિ થકી ખારૂ, રાતુ, પીળુ વીગેરેની તેમાં કલ્પના થાય છે. તેમજ સ્થુળ, સુક્ષ્મ કારણ આ ત્રણે ઉપાધિથી આત્મા પૃથક છે. એમ જાણવું જોઈએ જેમ શુદ્ધ સ્ફાટિક રાતા પીળા, રંગીત વસ્ત્રોના યોગથી તેવાજ પ્રતિત થાય છે. જેમ કમોદ સાંબેલાથી ખાંડી સુપડાથી ઝાટકી ચોખા પૃથક કાઢી લે છે. એમજ પંચકોશરૂપી ફોતરાં દુર કરી વિચારરૂપી ઝાટકવાથી આત્મા ને પંચકોશ તથા ત્રણે શરીર થકી પૃથક શૂદ્ધ જાણવો જોઈએ.

પ્રશ્ન—તમે આત્મા સર્વગતછે એમ કહોછો પરંતુ સર્વત્ર કેમ દેખવામાં આવતો નથી ?

ઉત્તર—આત્મા સર્વ કાળમાં સર્વગત છે. પરંતુ શુદ્ધ બુદ્ધિનીજ વૃત્તિમાં પ્રતિત થાય છે. જેમ પ્રતિબીંબ સર્વત્ર છે પરંતુ શુદ્ધ પદાર્થ જે જળ દર્પણાદિ તેમાંજ પ્રતિત થાય છે તેમ થાય છે. દેહ, ઇંદ્રિય, મન, બુદ્ધિ, અને પ્રકૃતિ એ થકી આત્માવિલક્ષણ છે આ સંપૂર્ણ પદાર્થો દ્રસ્ય છે એનો જે દ્રસ્ટા સાક્ષી તે આત્મા.

પ્રશ્ન—તમે આત્મા નિર્વીકાર છે એમ કહોછો પણ તે તો વિકારી પ્રતિત થાય છે કેમકે હું ચાલુંછું હું બોલુછું એવી એવી ક્રિયાથી ક્રિયાવાન જણાય છે.

ઉત્તર—પૃથક પૃથકે જે ઇંદ્રિય, મન, ઘ્રાણાદિ આ પૃથક પૃથક પોતાના વિષયોને વિષે પોતપોતાની ક્રિયામાં જે પ્રવૃત થાય છે,

તેની સાથે આત્મા ક્રિયાવાનવત વિચારહીન મૂર્ખ માણસને પ્રતિત થાય છે, જેમ મેઘ મંડળના ચલનને દેખી બાળક કહેછે કે ચંદ્ર ચાલેછે છોકરાંઓનોતો આજ નિશ્ચય છે. પરંતુ વિચારી પુરૂષોને પણ ભ્રાંતીના યોગથી ચંદ્રનું ચાલવું પ્રતિત થાય છે અને જેમ વાહાણમાં બેઠેલા માણસને સમુદ્ર તીરનાં વૃક્ષાદિ ચાલેછે એમ પ્રતિત થાયછે એમજ આત્મા પણ ક્રિયા વાનવત પ્રતિત થાય છે. દેહ, ઇંદ્રિય, પ્રાણ, મનાદિ પદાર્થો જડ છે. ચૈતન્ય જે આત્મા તેનો આશ્રય કરી પોતપોતાના અર્થોમાં પ્રવૃત થાય છે. જેમ સૂર્યનો ઉદય થયા છતાં મનુષ્યાદિ પોતપોતાના કામમાં વળગેછે. દેહ, ઇંદ્રિય, ગુણ, કર્માદિ અમલ સતચીત આત્માને વિષે અવિવેકના યોગથી અધ્યરીત કરી રાખેલ છે. જેમકે આકાશમાંની રતાશ કલ્પીત છે. મનાદિની ઉપાધિ અર્થાત હું કર્ત્તા ભોક્તા છું એ અજ્ઞાન થકી આત્માને વીષે કલ્પિત છે. જેમ જળનાં કંપાદિક ચંદ્રને વિષે છે રાગ, ઈચ્છા, સુખ, દુઃખાદિ બુદ્ધિના થવાથી પ્રતીત થાય છે. સુશુપ્તિને વિષે બુદ્ધિનો લય છે તેથી ત્યાં પ્રતિત થતા નથી. એ માટે રાગાદિ બુદ્ધિના ધર્મો છે આત્માના નથી. જેમ સુર્યનો સ્વભાવ પ્રકાશ, અગ્નિનો ઉષ્ણતા અને જળનો સીત સ્વભાવ છે. એમજ નિત્ય નિર્મળ આત્માનો સચ્ચીતાનંદ સ્વભાવ છે. વ્યાકરણ રીતથી ૧ સત્ ૨ ચીત્ ૩ આનંદ. આ ત્રણ પદોની સંધી થઈ એક સચીદાનંદ પદ થયું ૧ સત્ એટલે ભૂત, ભવિષ્ય અને વર્તમાન આ ત્રણે કાળને વિષે જે એક રસ રહેછે તે આપણી ભાષામાં સત્ એટલે છે. "ઘટપટાદિમાં" છે. આ શબ્દ જે પ્રતિત થાય છે, તે આત્માનોજ અંશ છે. આ વાત દ્વિતીય તરંગમાં જ્યાં અસ્તિ ભાતી પ્રિયનો પ્રસંગ છે. ત્યાં સારી પેઠે સિદ્ધ કરેલી છે. ૨ ચિત એટલે ચૈતન્યરૂપ જ્ઞાનરૂપ પ્રકાશરૂપ પરંતુ એવો પ્રકાશ ન સમજવો કે જેમ અગ્નિ સૂર્યાદિનો કેમકે સ્વપ્ન તથા સુશુપ્તિમાં આમાંથી એક પણ ત્યાં નથી. માટે એવો પ્રકાશ જાણવો કે પ્રકાશ થકી જાગૃત, સ્વપ્ન, અને સુશુપ્તી અવસ્થા માંહેલા પદાર્થનું ભાન થાય છે.

અર્થાત જે પ્રકાશ થકી રૂપાદિ અનાદં સુખ જ્ઞાનાદિ જાણુ-વામાં આવેછે. જાગૃત અવસ્થામાં સૂર્યાદિનો પ્રકાશ હોય તો પણ આત્મ જ્યોતી સીવાય કંઈજ પ્રતિત થઈ શકતું નથી. અને સ્વપ્ન સુશુપ્તીમાં તો કેવળ આત્માનોજ પ્રકાશ છે. આ હેતુથી આ જગ્યે સારી પેઠે પ્રતીત થાયછે કે આ આત્માનોજ પ્રકાશ છે. આત્મા સ્વયં પ્રકાશ છે, આ વાત સ્વપ્નને વિષે સારી પેઠે પ્રતીત થઈ શકે છે. અને આનંદરૂપ એટલે સર્વથી વધારે પ્રિય વસ્તુ ઉપનીશદમાં યાજ્ઞીવલ્ક્ય મૈત્રેયિનો સંવાદ છે[1] કે "હે મૈત્રેયી ધન આત્માને માટે પ્રિય છે. પુત્ર આત્મા માટે પ્રિય છે. સ્ત્રી આત્મા માટે પ્રિય છે તાત્પર્ય સર્વે પદાર્થ આત્મા માટે પ્રિય છે જો કદાચિત્ તે બધા ઉપર વિપત્તી આવીને પડ્યા છતે પ્રથમ પ્રાણી પોતાના શરીરનું રક્ષણ કરેછે. અને બ્રહ્માનંદ માટે શરીર, ઇંદ્રિય પ્રાણાદિનો પણ નાશ કરે છે આ હેતુથી આત્મા પ્રીય છે તેજ આત્મા આનંદરૂપ છે તે આનં-દરૂપ રજ તમોગુણોની વૃત્તિને વિષે દબાઈ રહેલા છે. આ આનંદરૂપના પંચદશી ગ્રંથમાં બ્રહ્માનંદના જે પંચ અધ્યાય ૧ યોગાનંદ ૨ આત્માનંદ ૩ અદ્વૈતાનંદ ૪ વીદ્યાનંદ ૫ અને વિષયાનંદ કરીને નામ છે તેમાં જોયાથી સારે પ્રકારે નિશ્ચય થઈ શકે છે.

પ્રશ્ન—તમે આત્માને નિર્વીકાર અને બુદ્ધિને જડ કહોછો ત્યારે "હું જાણુંછું" આ ધર્મ કેનો છે?

ઉત્તર—આત્માનો સદચિત અંશ અને બુદ્ધિ વૃત્તિ આ બેઉ મળીને વિવેક વગર આ વ્યવહાર થાયછે કે હું જાણુંછું આત્માને જીવ રૂપ સમજી ભયને પ્રાપ્ત થાય છે. અને જ્યારે એમ જાણેછે કે હું જીવ નથી પરમાત્માજછું, ત્યારે નિર્ભય થાય છે જેમ જ્યાં સુધી રજ્જુ, ને સર્પ જાણેછે ત્યાં સુધી નિશ્ચય પૂર્વક બીક રહેછે વેદ વારે વારે કહેછે કે "જે પ્રાણી જીવ બ્રહ્મમાં કીંચીત

---

૧ आत्मनस्तुकामायसर्वंप्रियं भवातिहीतिश्रुतेः

પણ ભેદ કરશે તેને મોટો ભય થશે.[1] વિચાર કરી જુઓ કે જીવ અને બ્રહ્મમાં ભેદ છે તો પૂર્ણબ્રહ્મ શી રીતે ? જો એક થકી ભેદ થયો તો અનેક જીવ, પશુ, પક્ષી, દેવતા, યક્ષ, આકાશાદી સર્વેથી ભેદ થશે. ત્યારે જેમ આ બીજા છે તેમજ બ્રહ્મ પણ એક દેશીય થયું. રામ કૃષ્ણ. વિષ્ણુ, શીવાદી મૂર્તી ઓ પરમેશ્વરની માયામયજ છે વાસ્તવીક નથી. આ વાત હું મારી ગાંઠની કરૂંછું એમ નથી પણ પરમેશ્વર એટલે વિષ્ણુએ પદ્મપુરાણાન્તર ગતગીતા મહાત્મમાં લક્ષ્મીજી પ્રત્યે કહ્યુંછે કે હે લક્ષ્મી, આ મારૂં શરીર માયામય છે. સાત્વીક નથી. અને ગીતામાં અર્જુન પ્રત્યે કહેછે કે હે અરજુન! અલ્પબુદ્ધિવાળા પુરૂષો નિત્ય તથા સર્વોત્તમ મારા વાસ્તવિક સ્વરૂપને ન જાણતા હોવાથી હું સર્વ પ્રપંચ રહીત છું; તોપણ મને મનુષ્ય મત્સ્ય, કુર્મ આદી સ્વરૂપને પામેલો માને છે. જ્યારે પરમેશ્વરજ પોતે થઇને પોતાના મુખથી બોલેછે ત્યારે નિર્વીવાદની વાત છે. પરંતુ આ મુર્ખ દ્વૈત વાદીઓ પોતાની મુર્ખતાથી સચ્ચિદાનંદ એક રસ પૂર્ણ બ્રહ્મને પરિછીન્ન એક દેશી કહેછે. અર્થાત વૈકુંઠ, મથુરાં, કૈલાસ, અયોધ્યા વાસી કહેછે. અને પરમેશ્વરના સદભાવ વિષે એવી એવી ચર્ચા કરશે કે શ્રીકૃષ્ણે ગોવરધન ઉપાડ્યો હતો, તેથી તે પરમેશ્વર છે. અને જે હજારો શ્રુતિ, સ્મૃતી યુક્તિઓ કે જેના યોગથી નાસ્તીકોના મતનું ખંડન થાયછે. જે નાસ્તીક વેદ તથા પરમેશ્વર અને પરમેશ્વરનાં વાકયને પણ માનતા નથી, તેમનો મત કેવળ યુક્તિથીજ ખંડન થાય છે. મૂર્ખ લોક તે યુક્તિઓ કંઈ જાણતા નથી. અને એવી એવી તુચ્છ યુક્તિઓ બતાવેછે કે, જેનું બાળક પણ સહજ રીતે ખંડન કરે ગોવરધનથી જે અતી મોટો કૈલાસ પર્વત તે રાવણે ઉપાડ્યો હતો અને બીજા હજારો રાજા પુરાણોમાં પ્રસીદ્ધછે કે, જેનાં રથનાં પૈડાંથી આ સમુદ્ર થયા, શું તે પરમેશ્વર હતા!!! અને પરમેશ્વરે રાવણ કંસાદી મારી અનેક જય મેળવ્યા આ શું પરમેશ્વરની સ્તુતી છે?!!! નાના કેવળ

---

१ यदाह्येवैष एतस्मिन्नुदरमन्तरं कुरुते ॥ अथतस्यभयंभवति ॥ इतिश्रुतेः

નીંદાજ છે. કેમકે જે પરમેશ્વર કરવાને ન કરવાને અને અન્યથા પણ કરવાને સમર્થ છે તે એવી એવી ઉપાધિથી નાના પ્રકારનાં દુઃખ પોતાને માથે લઈ બીજાની સહાયતાથી જય મેળવે શું? ચક્રવૃતી રાજાને માંડળીક કહેવો. શડ શાસ્ત્રીને અમરકોશ રૂપાવળી ભણવાવાળા કહેવું જેને ચાર છોકરા છે તેને એકજ છોકરાનો પીતા કહેવો. આ કેટલો અનર્થ!!! અને જો તમે કહેશો કે "વ્યાસ વાલ્મિકાદિકોએ પરમેશ્વરની એવી એવી સ્તુતી કેમ લખી? તો સાંભળો જે પરમેશ્વરને સચ્ચિદાનંદ, પૂર્ણ બ્રહ્મ, નીત્યમુક્ત, એકરસ, અસંગ એવા વિચાર કરવામાં અસમર્થ છે અને એમજ જાણેછે કે જેવો હું ઉત્પન્ન થયોછું. મને માબાપ સ્ત્રી આદિ છે એમજ પરમેશ્વરને માબાપ સ્ત્રી આદિ હશે. અને જેમ આ લોકમાં શરીર ગૃહ, ઉપવનાદિ જેનાં સારાં હોયછે, અને જે શત્રુઓને મારી જય પ્રાપ્ત કરેછે, તેને આ મૂખ લોક મોટો શ્રેષ્ટ ગણેછે એ માટે બીજા મૂરખો સારૂ વ્યાસાદિએ પરમેશ્વરની એવી એવી સ્તુતી લખી રાખી અને વિચારવાને માટે વેદાંતમાં જે પરમાત્માનાં સ્વરૂપનો નિશ્ચય કરેલો છે, તેની સ્તુતી લખી. વિચાર કરીને જુઓ કે આ કંઈ વીરોધની વાત નથી જ્યારે મુર્ખ જન જે ભેદવાદીઓ વેદાંતીઓની એવી એવી સામાન્ય યુક્તીમાં દબાઈ જાય છે. અને નીરંતર થાયછે ત્યારે બકયા કરેછે કે "ભાઇઓરે જ્ઞાન મોટું કઠીણ છે. કળીયુગમાં જ્ઞાન તો થતુંજ નથી. કળીયુગમાં સન્યાસ સવર્જીત છે. ત્યારે તેને પુછવું જોઇએ કે "શ્રીમત પરમ હંસ પરીવ્રાજકાચાર્ય વર્ય શ્રીમત્ શંકર ભગવાન પ્રત્યક્ષ શીવજીનો અવતાર પદ્મપાદાચાર્ય સુરેશ્વરાચાર્ય, હસ્તામલક આદી ઘણા સન્યાસીઓ ગ્રંથોમાં પ્રસિદ્ધ છે; અને ઘણા વર્ત્તમાન કાળમાં પ્રત્યક્ષ છે. શ્રી શંકર ભગવાન ભાષ્યકાર થયા, તેને ત્રણ હજાર વર્ષો પુણ થયાં નથી ત્યારે હે દાસાનુદાસ મૂરખા તે વખતે કળીયુગ હતો કે ન હતો? કળીયુગમાં સુચી જ્ઞાન થતું નથી ત્યારે વ્યાસજીએ પૂરાણ ઈતિહાસને વિષે અને સારી પેઠે સુત્રોમાં તથા શ્રી કૃષ્ણજીએ ગીતા શાસ્ત્રાદીમાં જ્ઞાન કેમ

કહ્યું ? ગીતા ભાષ્યાદિ ગ્રંથ શા માટે રચ્યા ? અને જો કદાચીત શંકા કરીશ કે હરીનું નામજ નામજ નામજ મારૂં જીવન છે કળીયુગમાં બીજી ગતીજ નથી ? નથી ! નથી ? જે કેવળ બોધને માટે પ્રયત્ન કરેછે તે કેવળ ફોતરાં ખાંડેછે. એવાં એવાં વાક્યોની શી ગતી થશે ? એનો ઉત્તર એ છે કે એવાં એવાં વાક્ય કે "કળીયુગમાં જ્ઞાન થતુંજ નથી" આ વાક્ય જે જગ્યે નામ મહાત્મ્યની પ્રસંશા ભક્તીની પ્રસંશા અને કર્માદિની પ્રસંશામાં વ્યાસાદિએ કહેલાં છે, કેમકે વ્યાસાદિક કવિઓના આ નીયમ છે કે, જે ઠેકાણે જે દેવતાઓની વા ભક્તિની પ્રસંશા કરેછે ત્યાં એમજ કહેછે કે "જે કંઈ છે તે એજ છે" આ તેમનુ કહેવું મૂર્ખાઓને માટે છે. અને આ જો તમે ન માનશો તો ઉપર જે મેં પ્રશ્ન કરેલા છે કે "તેઓને જ્ઞાન કેમ કહ્યું ?" એનો ઉત્તર આપો. તાત્પર્ય પ્રથમજ ત્રીજા તરંગમાં લખ્યુંછે કે મૂર્ખજન વેદ શાસ્ત્રના એક એક દેશને સાંભળીને પોતાના મનનું હઠ કરીને વૃથા વાદ કરેછે." કોઈ કોઈ મહાત્મા પુરૂષો કહેછે કે "જે સિદ્ધાંતને કોટયાવધી ગ્રંથ પ્રતીપાદન કરે છે તે તેને અત્રે શ્લોકાર્ધથી કહીએ તે આજ છે કે "**ब्रह्म सत्यं जगत मिथ्या जीवोब्रह्मैव केवलम्** એટલે બ્રહ્મ સત્ય જગત મિથ્યા અને આ જે સચ્ચિદાનંદ લક્ષણ યુક્ત જીવ તેજ બ્રહ્મ છે, બીજુ કંઈ પણ બ્રહ્મ નથી આજ જ્ઞાન મુક્તિનો હેતુ છે.

છઠ્ઠો તરંગ સમાપ્ત.

---

## તરંગ ૭ મો.

જે દેવાધીદેવે પ્રથમજ ભટ્ટ પાદથકી જૈનોનો પરાભવ કરીને તેમનું મૂળ નિર્બીજ કરાવ્યું, અને આ ભૂમંડળ ઉપર મંડનમીશ્ર થકી કર્મ માર્ગ પ્રવૃત્તિ કરાવી; અને શીવગુરૂ પંડીતની સ્ત્રી જે આર્યાંબા તેને ખોળે જન્મ લઇને મહામેરૂ નીકટ શ્રી ગોવીંદાચાર્ય થકી સન્યાસાશ્રમ લઈ કાશીપૂરીમાં શ્રી શીવજીનું પ્રત્યક્ષ દર્શન લીધું. અને

નર્મદા તિર્થ માહીસ્મતી નગરી જેને સાંપ્રતકાળમાં ચોળી મહેશ્વર કહેછે તે જગ્યોએ મંડનમિશ્રની સાથે ચાળીસ દહાડા સુધી મોક્ષેચ્છુ કલ્યાણ હીતોત્પાદક વાદ કરીને તેને જીત્યો. સન્યાસ આપો સ્વકૃત ભાષ્ય ઉપર વાર્તિક કરવા ઉદ્યુક્ત કર્યો. એવા જે જગતગુરૂ શ્રીમંત શંકર ભગવાન ભાષ્યકાર મહારાજ તેઓએ સ્વશીષ્ય હસ્ત મલકાચાર્યજીો પ્રશ્ન કર્યો કે, "તું કોણ છે." આ પ્રશ્નનો ઉત્તર શ્રી હસ્તામલકાચાર્યજી આપે છે કે "હું મનુષ્ય, દેવ, યક્ષ, બ્રાહ્મણ, ક્ષત્રીય, વૈષ્ય, શુદ્ર, બ્રહ્મચારી, ગૃહસ્થ, વાનપ્રસ્થ, સંન્યાસી એઓમાંથી એકે નથી; પણ નીજબોધક સ્વરૂપ છઉં. એમ કરીને તેણે ફરીથી દ્રષ્ટાંત દ્રષ્ટાંતથકી મુમુક્ષુને સારો બોધ થાય એવી રીતે બતાવેલું છે. આજ વાતને આ અધ્યાયમાં સંક્ષેપ કરીને દ્રષ્ટાંત યુક્તિ પૂર્વક વર્ણન કરૂં છઉં.

જેમ મનુષ્યાદીઓને વ્યવહારમાં પ્રવૃત થવું એમાં જેમ સુર્યનારાયણ નીમિત છે. તેમજ દેહ, મન, પ્રાણ, બુદ્ધિ, આદીઓની પ્રવૃત્તિ (ચેષ્ટામાં) જે નીમિત છે; અને પરમાર્થ રૂપથી તો કશુંજ ઉપાધિ દસ્ટા દ્રસ્યાદી જેમાં નથી. કેવળ આકાશવત પુર્ણ "એક" રસ છે. તે નીત્ય પ્રાપ્ત સ્વરૂપ આત્મા છે. સ્થુલ સુક્ષ્મ કારણ શરીરો અને પંચકોશથી પૃથક અવસ્થા ત્રયનો સાક્ષી સચ્ચીદાનંદ સ્વરૂપ જે છે તે આત્મા.

પ્રશ્ન—જેમ આકાશ પૃથ્વિ આદી બીજા પદાર્થો ઇંદ્રિય, મન, બુદ્ધિ આદિ થકી નીશ્ચય કરવામાં આવે છે તેવો આત્મા તો જાણવામાં આવતોજ નથી.

ઉત્તર—ઇંદ્રિય, મન, બુદ્ધિ આદીને આત્મા પ્રકાશ કરે છે. જેમ દીપ ગૃહને પ્રકાશ કરે છે તેમ. બુદ્ધિ આદી પદાર્થો જડ છે તે કંઈ આત્માને જાણી શકતા નથી તો તે થકી તેનો નિઃશ્ચય શી રીતે થશે. આત્મા સ્વયંપ્રકાશ છે, તેને પોતાના જાણવામાં ઇંદ્રિય, મન, બુદ્ધિ આદીયની આપેક્ષા નથી. જેમ દીપના જાણવામાં અન્ય દીપની આપેક્ષા નથી તેમ ચીદાભાસનો અર્થ જાણવા માટે પ્રથમ દ્રસ્ટાંત લખું છઉં.—મહાકાશ ૧ ઘટાકાશ ૨ ઘટમાં જલ ૩ અને જલાકાશ આ ચાર દ્રસ્ટાંતછે.

દ્રસ્ટાંતમાં સમજો. શુદ્ધ ચૈતન્ય ૧ કુટસ્થ ૨ અંતઃકરણ ૩ અને જીવ ૪ એવું નામ ચીદાભાસ અર્થાત ચૈતન્યવત પ્રતિત થવું પરંતુ ચૈતન્યનાં લક્ષણથી રહીત રહેવું. જીવનો જે અધીષ્ટાન અર્થાત જીવ જેને વીશે કલ્પીત છે, અને કુટવત નીર્વીકાર જે તે કુટસ્થ જીવનું લક્ષણ એજ છે કે "અધિષ્ટાન ચૈતન્ય તેની જે સુક્ષ્મ શરીરમાં છાયા" તે જીવ અને મહાદાકાશ ૧ ઘટાકાશ ૨ અભરાકાશ ૩ અને જળાકાશ ૪ આ ચાર દ્રષ્ટાંતો છે. દ્રષ્ટાંતમાં સમજવું કે શુદ્ધ ચૈતન્ય ૧ કુટસ્થ ૨ ઇશ્વર ૩ જીવ ૪ અને તે ચૈતન્ય. ચૈતન્ય છ પ્રકારનું છે તે શુદ્ધ ચૈતન્ય ૧ સાક્ષી ૨ પ્રમાતા ૩ પ્રમાણ ૪ પ્રમેય ૫ ફળ ૬ ઉપાધિ રહીત ચૈતન્ય તે શુદ્ધ ચૈતન્ય ૧ અવિદ્યોપહીત તે સાક્ષી ૨ અંતઃકરણ વસીષ્ટ તે પ્રમાતા ૩ અંતઃકરણ વૃત્ત વછીન્ન તે પ્રમાણ. ૪ ઘટાવત છીન્નચૈતન્ય તે પ્રમેય. ૫ અંતઃકરણવૃત્ત ભીવ્યક્ત ચૈતન્ય તે ફળ ચૈતન્ય ૬ એ માટે દ્રષ્ટાંત—તળાવ તથા તળાવ થકી કાઢેલી નહેર, અથવા ઘોરીઓ, અને કયારા, આ વિષય પ્રાકૃત ભાષામા સ્પષ્ટ રીતે લખવામાં આવતો નથી અને જો કદી વીસ્તાર પુર્વક લખીએ તો સમજવું કઠીણ છે. અને જે સમજી શકેછે તેઓએ આવા પ્રાકૃત ગ્રંથો શા માટે જોવા જોઇએ. ભાષ્યાદિક ગ્રંથનું અવલોકન કરવું. પ્રત્યક્ષ પ્રમાણમાં પરમાત્મા, બુદ્ધિ આદિનો કયે પ્રકારે વિષય છે, અને શે પ્રકારે નથી આ વાતને જાણવામાં આવા એનું પઠણ થવું અવશ્ય થવું જોઇએ. એ માટે આ વિષય વેદાંતશાસ્ત્રાર્થ ભણવાવાળા થકી શ્રવણ કરવું યોગ્ય છે. જે આ ગ્રંથ શીષ્યને ભણાવશે વા મુમુક્ષુને સંભળાવશે. તે આ વીષયને અવશ્ય જાણતા હશેજ. તેથી મેં આ પ્રસંગે કેવળ ચીદાભાસ જાણવા માટે લખી દીધો છે.

જેમ મુખનો આભાસક મુખના જાણનારા જે દર્પણમાં દેખેછે, તે મુખ થકી કંઈ પૃથક વસ્તુ નથી. એમજ બુદ્ધિમાં જે ચીદાભાસ છે, તે ચૈતન્યથી પૃથક કંઇજ વસ્તુ નથી. તેનાં જે અધીષ્ટાન કુટસ્થરૂપ તે નિત્ય પ્રાપ્ત આત્મા છે. જેમ દર્પણના આભાવમાં આ

ભાસની હાની થયા છતાં એક મુખપ્રતિત થાયછે, ત્યાં કંઇજ કલ્પના આભાસ્ય આભાસક દ્રષ્ટાદ્રસ્ય બીંબ પ્રતીબીંબની થતી નથી. એમજ અજ્ઞાનનો નાશ થયા છતાં અજ્ઞાનનું કાર્ય જે બુદ્ધિ તેનો પણુ નાશ થાયછે. તે થયા છતાં જે નીરાભાસક ત્રીપુટી રહીત વસ્તુછે, તે આત્માછે. ધ્યાતા, ધ્યાન, ધ્યેય, પ્રમાતા, પ્રમાણુ, પ્રમેય, જ્ઞાતા, જ્ઞાન, જ્ઞેય, એને ત્રીપુટી કહેછે. મન, ઇંદ્રિય આદિથી પૃથક, મન, ઇંદ્રિ આદિનો.મન ઇંદ્રિ આદી થકી અગમ્ય તે આત્માછે. આ સર્વ જીવોની બુદ્ધિમાં જે એક ચૈતન્ય સ્વતાહા શુદ્ધરૂપ ભાન થાય છે તે આત્મા. જેમ અનેક ઘટગત જલમાં એક સૂર્ય પ્રતીબીંબ કરીને ભાસે છે. તેમજ જેમ એક સૂર્ય અનેક નેત્રોને ક્રમથી પ્રકાશ કરતો નથી તેમજ જ્ઞાન સ્વરૂપ આત્મા અનેક બુદ્ધિઓને ક્રમથી બોધ કરતો નથી.

પ્રશ્ન—જો એકજ ચૈતન્ય સર્વ શરીરોમાં છે તો તમે કરેલાં જે સુખ દુઃખ તેનું ભાન મને થવું જોઈએ, તેમ તો થતુંજ નથી ત્યારે તમે કહોછો એ શી રીતે થાય?

ઉત્તર—અવિદ્યાનાં ઉપાધિથી જે શરીરમાં જે જગ્યે વિશેષ અધ્યાસ છે તે જગ્યાનાંજ સુખ દુઃખનો અનુભવ થઇ શકે. બીજા ઠેકાણુાનો થતો નથી. જેમ જેને એવોજ નીશ્ચય કહેછે કે "પ્રતિ શરીરમાં ભિન્ન ભિન્ન ચૈતન્ય છે, તેને એકજ કાળમાં પેટની પીડાનું દુઃખ અને ઢોલીયા ઉપર ઊંઘવાનું સુખ તથા બીજાજ સુખ દુ.ખોનો તેને અનુભવ થઈ શકતો નથી. જે વખતે જે ઠેકાણે અંતઃકરણુની વૃત્તિ હોય ત્યાંનાજ સુખ દુઃખની પ્રતીતી થશે. બીજે ઠેકાણેની થશે નહીં. જો બીજાના શરીરમાં અધ્યાસ હોય તો વગર સંદેહે ભાન થશે જેમ પુત્ર મીત્રાદિના શરીરને વિષે અધ્યાસ થવાથી માનેછે કે " હું સુખી દુઃખી છઊં" ઠીક ત્યારે હું તમને પુછુછું કે પુર્વ શરીરને વિષે જે ચૈતન્ય હતું તેજ આ શરીરમાં છે ? જો છે તો પૂર્વ જન્મનાં સુખ દુઃખની પ્રતીતી કેમ થતી નથી ? તાત્પર્ય, જ્યારે પોતાના એકજ શરીરમાં આ વ્યવસ્થા છે કે, જે વખતે અંતઃકરણુની વૃત્તી નેત્રસ્થાનમાં રહેછે ત્યારે રૂપનુંજ જ્ઞાન થાય છે. પડખે બેઠેલા કંઈ વાત કહેતા હોય તો કીંચીત પણુ સાંભળવામાં

આવતી નથી આ પ્રમાણે સર્વત્ર કલ્પના કરવી. ઘરમાં હજારો વસ્તુ ખાવા પીવાની અને દેખવાની અને વાપરવાની રાખી હોય, પરંતુ જે જગ્યે અંતઃકરણની વૃત્તિ છે તેજ સુખ દુઃખનાં હેતુ છે. જ્યારે પોતાનાજ શરીરમાં એકજ વખતે થનારા જે સુખ દુઃખ તેનો એકજ કાળમાં અનુભવ થઇ શકતો નથી, ત્યારે અનેક શરીરમાં જે સુખ દુઃખ તેનો અનુભવ શી રીતે થશે ?

પ્રશ્ન—અષ્ટાવધાની પુરૂષે ઉત્તર આપવો. સોગઠા બાજી રમવી એવાં આઠ કામો એકજ સમયને વીષે કરેછે. અને બીજું—એક વેત જેટલું લાંબુ દાતણ છે તેને દાંતથી ચાવીને કુચો કરતી વેળાએ શબ્દ, સ્પર્શ, રૂપ, રસ, અને ગંધ એની એકજ કાળમાં પ્રતીતી થાયછે અને ત્રીજુ કોઇ એક માણસ કહેછે કે " હું એકજ વખતે આકાશમાં રહેલા ચંદ્ર અને તારાઓ દેખું છઊં" એનો ઉત્તર તો આપો.

ઉત્તર—એકજ વખતે સંપૂર્ણ પદાર્થનો અનુભવ કરૂં છઊં એમ જે મૂર્ખ હોયછે તે બોલેછે. કેમકે તેમને મનની ગતી માલુમ નથી મન એવું ચંચળ છે કે એક નીમીષકાળ પણ થઇ શકતી નથી, તેવામાં પ્રથમ પદાર્થનો અનુભવ કરી બીજા પદાર્થમાં પ્રવૃત થાય છે. આ વાતને સુક્ષ્મદર્શીઓ જાણે છે એ તો પ્રસીદ્ધછે કે વાણી આદિ ઇંદ્રિઓ અંતઃકરણ વિશિષ્ટચૈતન્ય થકી યુક્ત થયા સીવાય કોઈપણ ક્રિયામાં પ્રવૃત થઇ શકતાં નથી. વિચાર કરીને જુઓ કે મનુષ્ય પાઠ જપાદિ પણ કરેછે તથા અનેક મનો રાજ્ય પણ કરેછે, ઠીક ત્યારે કહો કે તે મનુષ્યના મુખ થકી જે મંત્ર શ્લોકાદિ ઉચ્ચાર કરવામાં આવેછે તો તે વખતે ચૈતન્ય વીસીષ્ટ મનનો વાણીની સાથે સંયોગ છે કીંવા નથી અને જો એમ કહો કે છે તો મનો રાજ્ય કોણ કરે છે? અને જો કહેશો કે સંબંધ નથી તો વાણી જડ છે. તેમાં ક્રિયા શી રીતે થાયછે ? તાત્પર્ય નિસંદેહ પ્રતિત થાયછે કે મનની ગતી ઘણીજ ચંચળ છે, મન મનોરાજ્ય પણ કરેછે, મુર્ખજન એમ જાણેછે કે "મારૂં મન પાઠજપાદિમાં લાગ્યું નથી. જેઓને

પોતાના મનની ખબર નથી રહેતી તેઓની એવી એવી શંકા-
ઓ હોયછે આમાં તમારા ત્રણે પ્રશ્નનો ઉત્તર છે.

શ્રી શંકર ભગવાન ભાષ્યકાર કહેછે કે જે આ જગત દેખાય છે તે શું છે? એનું સ્વરૂપ શું ? એ શી રીતે થયું ? તેનો હેતુ શો ? ઇત્યાદિ વાતોનું બુદ્ધિમાનોએ કોઇ વખતે પણ ચીંતન કરવું નહીં માયા છે. તે ભ્રાંતિ ભ્રાંતિ ઈંદ્ર જાલછે ઇંદ્રછે એવું ચીંતવન કરવું યોગ્ય છે. જેમ કોઇ એકના પગમાં કાંટો ભાગ્યા છતાં તેણે મને આ કહી ઘડીએ વાગ્યો ? કયા ઝાડનો છે? અહીં શી રીતે આવ્યો ? તે ઝાડ કોણે ને શા માટે વાવ્યું હતું ? ઇત્યાદિ વાતનો વિચાર ન કરવો. જેમ થઇ શકે તેમ તે કાઢવાનો ઉપાય કરવો એમજ બુદ્ધિવાનોએ સંસાર નિવૃત્તિનો ઉપાય કરવો.

જેમ એકજ સૂર્યનું પ્રતિબીંબ અનેક ઘટગત જલમાં છે. ઘટ બીજી જગ્યાએ લઈ જતાં છતાં તેના સાથે સૂર્ય આવતો નથી તથા કંપાયમાન પણ થતો નથી; એમજ જ્ઞાન સ્વરૂપ આત્મા, શરીર, ઈંદ્રિ આદિઓની ક્રિયામાં ક્રિયાવાન થતો નથી.

જેમ અભ્રના યોગ થકી આચ્છાદિ દૃષ્ટિ થઈ છતે મૂઢજનો માનેછે કે સૂર્ય આચ્છાદિ છે, એમજ અવિદ્યાની ઉપાધિથી આ પુરૂષ પોતાને હું બદ્ધછું એમ માનેછે. તથા જેમ વાંદરાં નાહના મોઢાના ઘટમાં હાથ ઘાલી એઢ હાથેથી ચણા લઈ મુઠી વાળીને બાહાર કાઢવા વખતે વૃથા અજ્ઞાનથી ફીકી કરેછે. વીચાર કરીને જુઓ કે એને કોણે બંધન કર્યું છે. પોપટને પકડવા વાસ્તે કોઈ કોઈ બે થાંભલા ઘણે છેટે ખોડેછે, અને તેને એક ઝીણી દોરડી બાંધેછે, તથા તે દો-રીમાં એક વાંસડાની ભુંગળી નાખી તેમાં ખાવાનો પદાર્થ મુકે છે, હેઠે થાળીમાં પાણી મુકેછે, એટલે પોપટ ખાવાની લાલચથી તેના ઉપર બેસવા લાગેછે, તેટલામાંજ ઉડી જાયતો કુશળ છે, નહીંતો પેલી ભુંગળીનો જે ફરવાનો ગુણ છે, તેના યોગથી હેંઠે માથુ ને ઉપર પગ થઈ લટકી રહેછે. તેથી એવો વિચાર કરેછે કે " જો હું આ અધિષ્ટાણુને છોડીશ તો હેઠે પડીને મરી જઈશ." માટે તે બી-કથી તેને મજબૂત પકડી રહેછે. અને તે વખતે હેઠે જોવા લાગે છે ત્યારે જળ ઉપર એક સરખું પ્રતિબીંબ દેખાય છે તેથી અધ્યાસના

યોગથી એમ માનેછે, કે હું અત્યારે ડુબીને મરીશ, અને ઉપરની સંપૂર્ણ વ્યવસ્થા ભુલી જાયછે. તથા વૃથા અજ્ઞાનથી ચીંચીંટીટી કરે છે. વિચાર કરો કે તે પોપટને કોણે બંધન કરેલું છે? એમજ આ કુટસ્થ ચૈતન્યરૂપ પોતાનું જે પ્રતીબીંબ ચીદાભાસ, તેમાં અધ્યાસ કરીને બંધવત થઈ રહેલો છે વાસ્તવિક બંધન નથી.

સંપૂર્ણને વિષે જેમ આકાશ અનસ્યુત છે તેમજ આત્મા બહાર ભીંતર શુદ્ધ રૂપ અનસ્યુત છે. કોઇ વસ્તુને પણ સ્પર્શ કરતો નથી.

જેમ સ્ફાટિક રાતા રંગની સાન્નીધીથી રાતા અને પીળાના યોગથી પીળા પ્રતિત થાયછે, એમજ આત્મા અવિદ્યાની ઉપાધિના યોગથી કર્ત્તા ભોક્તા પ્રતિત થાયછે.

સમસ્ત સ્થુળ સુક્ષ્મ ઉપાધિઓને "नेति नेति" આ વાક્યથી નીશેધ કરીને જે દ્વિતીય તરંગમાં જીવ બ્રહ્મની એકતા મહાવાક્યથી દેખાડી છે તેનું ચીંતન કરવું યોગ્ય છે.

પ્રથમજ તત્વં પદાર્થનો અર્થ લખેલો છે પરંતુ અત્યારે બીજા પ્રકારે સાંભળો.

કોઈ એક મુમુક્ષુ તાપ ત્રયથી તૃપ્ત થએલો (જવર ક્રોધાદિ થકી જે તાપ તે અધ્યાત્મીક ૧ શત્રુ, ચોર, વ્યાઘ્રાદિ થકી જે તાપ તે અધિ ભૌક્તિકર, શીતોષ્ણ પવનાદિ થકી જે તાપ તે અધિદૈવ ૩) સંસારના યોગથી ઉદ્વીગ્ન માણસ તથા શમાદિ સાધનો કરીને યુક્ત સદ્દગુરૂને પુછેછે, હે ભગવંન જે સાધનથી અનાયાસ પૂર્વક સંસારરૂપ બંધનથકી હું મુક્ત થાઊં એવું મને સંક્ષેપથી કૃપા કરી કહો.

ઉત્તર—હે સાધો તેં સારૂં પુછ્યું. સાવધાન થઇને સાંભળ—તત્વમસી મહા વાક્યથકી જે જીવબ્રહ્મનું તાદાત્મ્ય વિષય જ્ઞાન થયું તેજ મુક્તિનું કારણ છે.

પ્રશ્ન—મહારાજ કોણ જીવ? કોણ બ્રહ્મ? શી રીતે તેનું તાદાત્મ્ય અને વાક્ય તેને શે પ્રકારે પ્રતીપાદન કરેછે?

ઉત્તર—જીવ કોણ !!! તુંજ જીવ અને જે પુછેછે કે હું કોણ છઉં તેજ નિઃસંશય તુંજ બ્રહ્મ છે.

પ્રશ્ન—હે ભગવંત અદ્યાપી હું પદાર્થનેતો જાણુતો નથી ત્યારે "હું

બ્રહ્મછઉં" આ મહા વાકયને શી રીતે પ્રાપ્ત થઈશ ?

ઉત્તર—ખરૂં કહેછે વાકયાર્થના જ્ઞાનને પ્રથમ પદાર્થ જ્ઞાનનો હેતુછે. એ માટે પ્રથમ તત્વં પદાર્થનો અર્થ સાંભળ. અંતઃકરણ તથા તેની વૃત્તિઓના સાક્ષી ચૈતન્ય ઘન નીત્ય એક રસ અને દેહને વીષે જે અહંબુદ્ધિ તેનો ત્યાગ કરીને જે આત્મરૂપથી ચીંતવન કરવામાં આવેછે, તે આત્મા ત્વંપદનો અર્થ છે. આ શરીર રૂપાદીવાન થવાથી આત્મા નથી. જેમ ઘટ આ વીકાર પંચમા ભુતોનો છે, એમજ આ પ્રત્યક્ષ વીકારી થવાથી આત્મા નથી.

પ્રશ્ન—હે ભગવંત—દેહ જો અનાત્મા છે તો આત્માને કરામલકવત પ્રતીપાદન કરો.

ઉત્તર—જેમ ઘટનો દ્રષ્ટા ઘટથી પ્રથક થાયછે. તેમજ દેહનો દ્રષ્ટા દેહથી પૃથક છે. ઓરડાંમાં બેઠેલો માણસ જો કહેશે કે હું ઓરડું છઉં ત્યારે વીચાર કરીને જુઓ કે આ વાત કેવી મૂર્ખતાની છે. આમજ આ ચૈતન્યરૂપ નીરવયવ થઈને કહેશે કે હું દેહ છઉં, ત્યારે જુઓ કે એથી બીજું અજ્ઞાન તે શું ? દેહતો એક ઉપલક્ષણ છે. પ્રાણ, ઇંદ્રિય, મન, બુદ્ધિ આથિ દ્રશ્ય થવાથી અનાત્મા છે. આ સંપૂર્ણનાં જે દ્રષ્ટાંત તે આત્મા છે. દેહથી[1] પર ઇંદ્રિયો ઇંદ્રિયોથી પરમન, મનથી પરબુદ્ધિ, બુદ્ધિથી પર જે બુદ્ધિનો સાક્ષી તે આત્મા, આત્માથી કીંચીત પણ પર નથી. તેમજ તે બધાંઓમાં સંઘાત પણ આત્મા નથી કેમકે દ્રષ્ટા દ્રશ્ય ભીન્ન ભીન્ન હોયછે. દેહ ઇંદ્રિઆદીઓની જે ચેષ્ટા તે ક્રિયામાં ઇંદ્રિયો સર્વકાળ ઉપચય અપચયવાન છે. કોઈ કોઇ વખતે કોઈએક પ્રકારની અને બીજા વખતે કોઇએક પ્રકારની ઇંદ્રિય મનાદિઓની ચેષ્ટા દેખવામાં આવેછે. જેના સંન્નીધી માત્રથી આ સર્વ ચેષ્ટા કરેછે. એક રસ જે તેઓનો દ્રષ્ટા તે આત્મા. જડપદાર્થ જે દેહાદિ જેના સાન્નીધી માત્રથી ચૈતન્યવત્ પ્રતિત થાયછે. જેમ લોહચુંબકના સન્નીધીથી લોઢું ચેષ્ટા કરેછે, તે આ-

---

1 इन्द्रियेभ्यःपराह्यर्था अर्थेभ्यश्चपरंमनः मनसस्तुपराबुद्धिर्बुद्धेरात्मा महान्परः इतिश्रुतेः

આત્મા "મારૂં મન આ વખતે બીજી જગ્યાએ ગયું હતું તેને અત્યારેજ મેં સ્થીર કર્યું છે" આ વૃત્તિને જે જાણેછે તે આત્મા. જાગૃત, સ્વપ્ન, સુશુપ્તી આ ત્રણે અવસ્થાનું જે થવું ન થવું, જે નિર્વિકાર થઇને દેખેછે, તે આત્મા. જેમ ઘરનો આભાસક જે દીપક ઘરથી પૃથક છે, એમજ દેહનો આભાસક દેહી પ્રથકછે. દેહ, સ્ત્રી, પુત્ર ગૃહાદિની નસૂત્વતાથી જે પોતાને પરમ પ્રેમનું આસ્પદ પ્રતીત થાયછે, તેજ આત્મા છે. જેમ પાપ પુણ્યનો સાક્ષી સૂર્ય અસંગ સવીકાર છે, તેમજ આત્મા સાક્ષી ચૈતન્યરૂપ નીર્વીકારછે. અને દેહાદીના જે ષડ વીકાર ૧ જાયતે ૨ અસ્તી ૩ વર્ધતે ૪ વિપરીણમતે ૫ અપક્ષીયતે ૬ વીનષ્યતી દેહ, પ્રાણ, મન, બુદ્ધિ, અજ્ઞાનનો સાક્ષીત્વંપદનો વાચ્યાર્થ છે.

હવે તત્પદનો અર્થ લખુ છઊં— પરીપૂર્ણ એક રસ નીત્યાનંદ જ્ઞાનસ્વરૂપ પરમાત્મા સર્વજ્ઞ પરમેશ્વર સંપૂર્ણ શક્તીમાન એવા પ્રકારે વેદ પ્રતિપાદન કરેછે, તે પરમાત્મા બ્રહ્મ છે.

જે પ્રપંચનું કારણ અંતર્યામી. કર્મફળ દાતા, જગતની શ્રષ્ટિ સ્થિતી અને લય, જેના યોગથી થાયછે, તે તત્પદનો વાચ્યાર્થઅને એક શુદ્ધ ચૈતન્ય તત્પદનો લક્ષાથ બીજા તરંગમાં જે પ્રકારે તત્વંપદની એકતા કરીછે તેજ પ્રકાર અહીં ચીંતનમાં અવસ્ય લેવો. તાત્પર્ય જે તત્પદનો લક્ષાથ તેજ ત્વંપદનો લક્ષાર્થ છે તે તું છે અથવા તું તે છે એમ કહો.

આ પ્રકારે ગુરૂએ શીષ્યને બોધ કર્યો અને કહેછે હું બ્રહ્મ છું. આ વાક્યાર્થ યાવત્કાળ પર્યંત સારે પ્રકારે દ્દઢ થાશે નહીં, તાવત્કાળ પર્યંત સમાદી સાધનથી યુક્ત થઇને શ્રવણ મનન અને નીદીધ્યાસનનો અભ્યાસ નીત્ય કરવો.

શ્રવણ શી રીતે કરવું એ વીશે એક વાત એવી છે કે જેમ કોઈ માણસ એવો રાગ ગાયછે કે, તેના રાગથી પડખે ચરવાવાળાં હરણો તેમનું મોઢાનું ખડ અંદરનું અંદર અને બાહારનું બાહારજ રહેછે. દ્રષ્ટાંત ને સારી પેઠે જુઓ એટલે લક્ષમાં આવશે.

**દશ ઉપનીશદ (બૃહદારણ્યાદી ભાષ્ય સહીત) શારીરક ભાષ્ય, અને ગીતા ભાષ્ય, આ ત્રણે વેદાંતનું પ્રસ્થાન કહેવાય છે તથા**

એનેજ બ્રહ્મ વીદ્યા પણ કહેછે. આત્મ પુરાણ પંચદશી આદિ ગ્રંથોનો એમાંજ અંતર્ભાવ છે. એવા એવા ગ્રંથોનું બ્રહ્મનીષ્ટથી શ્રવણ કરવું. યાવતકાલ પર્યંત સંશય વીપર્યય સારે પ્રકારે નીવૃત થવા ન પામે ત્યાં સુધી વારંવાર શ્રવણ કરવું એનું નામ શ્રવણ કહેછે.

મનન એવું કરવું કે જેમ રેશમનું કામ કરવાવાળો પાવડે જેમ રેશમને ફાલકી ઉપર લે તે વખતે મોકળુ કરી ખરો તંતુ કાઢે છે, તેમજ ઉપર કહ્યા પ્રમાણે જે શ્રવણ કહ્યું તેને એકાંતમાં બેસી ચીંતન કરવું તથા પૂર્વ પક્ષ સાધન ફલાદિઓને પૃથક કરી યુક્તીથી સીદ્ધાંત વસ્તુને પુષ્ટ કરવી એનું નામ મનન.

નીદીધ્યાસન એવું કરવું કે, જેમ કોઈ બજારમાં બેઠેલો પોતાનું કામ કરતો હતો તે વેળા રાજાની સ્વારી ત્યાં થઇને ગઈ તો પણ તેને કશું જાણવામાં ન આવ્યું. એજ પ્રમાણે મનન કરીને સીદ્ધાંત વસ્તુનો જે નિશ્ચય કર્યો કે "હું દેહ, પ્રાણ, ઇંદ્રીય, મન, બુદ્ધિ અજ્ઞાન આદિનો સાક્ષી કુટસ્થ છઊં" એનુંજ સર્વ કાળ ચીંતન કરવું એને સજાતીય પ્રવાહ કહેછે, અને જે પ્રથમ દેહમાં અધ્યાસ હતો કે "હું બ્રાહ્મણાદી છઊં" એનું કોઇ વખતે પણ ચીંતવન ન કરવું. એને વિજાતીય તીરસ્કાર કહેછે. આ પ્રમાણે સજાતીય પ્રવાહ અને વીજાતીય તીરસ્કાર એમને સર્વકાળ કરતાં રહેવું, એને નીદીધ્યાસન કહે છે.

શ્રવણથી અજ્ઞાનનો નાશ થાયછે. મનન કરવાથી સંષયનો નાશ થાય છે. અને નીદીધ્યાસન કરવાથી વીપર્યયનો નાશ થાય છે. તે પછી મહા વાક્યાર્થનું જ્ઞાન સારે પ્રકારે દૃઢ થાય છે. તેજ જ્ઞાન મુક્તીનો હેતુ છે.

( ઇતી સપ્તમ તરંગ સમાપ્ત. )

---

## તરંગ આઠમો.

નિત્ય આ વિચાર કરતાં રહેવું કે "આ શરીર ઇંદ્રિઆદિ અવીદ્યાનું કાર્ય પરપોટાવત્ નાશવંત છે. હું એથી વિલક્ષણ એક રસ છઉં, હું દેહ નથી કેમકે મને જન્મમરણાદી નથી. હું ઇંદ્રિય નથી

કેમકે શબ્દાદિ વિષયોથી મારો સંગ નથી. હું મન નથી કેમકે સુખ દુઃખાદી મારો ધર્મ નથી. હું પ્રાણ નથી કેમકે તરસ ભૂખ મારા ધર્મો નથી. તો હું નિર્ગુણ, નિષ્ક્રીય, નિત્ય, નિર્વીકલ્પ, નિરંજન, નિરાકાર, નિર્વીકાર, નિત્યમુક્ત, નિર્મળ આકાશવત્ સર્વત્ર વ્યાપક બાહાર ભીતર સંગ રહીત, અચળ, નિત્ય શુદ્ધ, નિત્યબુદ્ધ, અખંડ આનંદ, અદ્વય, અક્ષર, અજર, અમર છઉં." શ્રીશંકર ભગવાન ભાષ્યકાર કહે છે કે—"આ પ્રકારે જે અભ્યાસ કરતા રહેશે કે હું આ પ્રકારે બ્રહ્મ છઉં, તો આ અભ્યાસ અવિદ્યાને કાર્ય સહીત નાશ કરશે. જેમ રોગને ઔષધી છે. હવે અભ્યાસ કરવાનાં સાધન શ્રીમત્ ભગવતગીતામાં કહેલાં છે. શુદ્ધ બુદ્ધિથી યુક્ત સત્વગુણી બુદ્ધિનો નિશ્ચય કરી, શબ્દાદિ વિષયોને છોડી, રાગદ્વેષને દુર કરી, વિવિક્ત વેશમાં રહીને, સદાસર્વકાળ યોગશાસ્ત્રમાં લખ્યા પ્રમાણે ભુક્ત કરીને (બે ભાગ અન્ન એક ભાગજળ અને એક ભાગવાયુ માટે) દેહવાણી મનનો નિગ્રહ કરીને, અર્થાત પોતાની ઈચ્છા પૂર્વક પોતાના વિષયોમાં પ્રવૃત ન થવા દેવું. ધ્યાન યોગ જેની દિધ્યાસન, એનેજ મુખ્ય જાણી, નિત્ય પ્રતીદીવસ આ ધ્યાન યોગનો અભ્યાસ કરતાં રહેવું. વૈરાગ્યનો આશ્રય રાખવો, અહંકાર ન કરવો કે હું વીરક્ત છઉં. કામક્રોધ તથા દુરાગ્રહનો ત્યાગ કરીને પ્રારબ્ધ યોગથી જે પ્રાપ્ત થાય તેમાં સંતુષ્ટ રહેવું. જે પદાર્થ બીજાની ઈચ્છાથી પ્રાપ્ત થયા હોય, તેમાં મમત્વ ન રાખતાં છતાં સવકાળ નિદિધ્યાસન કરવું. યોગ બળથી ખોટા માર્ગમાં પ્રવૃત ન થવું, અર્થાત કોઇને શ્રાપ દેવો, અનુગ્રહ કરવો, એ ન કરવું. શ્રી ભગવાન કહેછે કે આ પ્રકારે અભ્યાસ કરવાવાળા જે મારૂં વાસ્તવીક તત્વ સ્વરૂપ છે. તેને પામે છે. સમસ્ત દૃશ્યનો આત્માને વિષે લય કરી (જે પ્રથમ અપવાદ લખેલો છે ) આત્મા નિર્મળ આકાશવત્ ભાવના કરતાં રહેવું. રૂપવર્ણાદિ તેને ત્યાગ કરીને પરમાર્થના જાણવાવાળા પરીપૂર્ણ ચીદાનંદ રૂપથી રહેછે. આ પ્રમાણે અભ્યાસ કરતે કરતે વૃત્તિજ્ઞાન ઉદય પામી અંતઃકરણ સહીત સમસ્ત અજ્ઞાનને ભસ્મ કરેછે—જેમ મંથન કરતે કરતે વાંસડામાં અગ્નિ ઉત્પન્ન થઇને સમસ્ત વનને ભસ્મ કરેછે. જેમ સૂર્ય નીકળવાને પહેલે મલીન પ્રકાશ

થાયછે. આમજ પ્રથમ મુળાજ્ઞાનનો નાશ થાયછે. તે પછી થોડાજ દીવસમાં સર્વે કાર્યો સ્થુળ દેહથી તે અવિદ્યા પર્યંત નષ્ટ થાયછે. આત્મા સદૈવ પ્રાપ્ત છે. અવિદ્યાથી અપ્રાપ્તવત્ પ્રતિત થાય છે. જેમ ડોકનું ઘરાણું ભૂલી જવું તે પછી બીજાઓએ દેખાડ્યા છતાં પ્રાપ્તવત્ પ્રતિત થાયછે. જેમ સ્થાણું (લાકડાનું ઠુંઠું) ને વિષે ચોર, સુક્તિને વિષે રજત, અને રજ્જુને વિષે સર્પની ભ્રાંતિ એવા ઘણા ઘણા દ્રષ્ટાંતોછે. આજ પ્રકારે બ્રહ્મ વિષે જીવપણું છે. જેમ દીગ ભ્રમ સૂર્યોદય થવાથી દુર થાયછે, તેમજ વર્ણાશ્રમાદિ ભ્રાંતિ અવિદ્યા નષ્ટ થવાથી અને આત્માનો આવિર્ભાવ થવાથી દુર થાય છે. જેમ કારણથી કાર્ય બીજા નથી, તેમજ જગત બ્રહ્મથી બીજા નથી. જેવી રીતે ભ્રમરીનું ધ્યાન કરતે કરતે કોઇએક કીડો ભ્રમરજ થાયછે, તેમજ આ જીવ સચ્ચીદાનંદ બ્રમ સચ્ચીદાનંદનું ધ્યાન કરતે કરતે બ્રહ્મ થાય છે. એમાં વિશેષ તે શું કહેવું !! જેમ દશ છીદ્રોવાળા ઘટમાં (ગરબા) જે દીપ તેની પ્રભા દશ જગેથી બાહાર નીકળી પરિછીન્નવત્ પ્રતિત થાયછે. તેમજ આત્મા દીપવત, શરીર ઘટવત. અને ઇંદ્રિયો છીદ્રવત્ છે. જેમ તે દીપને છીદ્ર દ્વારા પવન લાગવાથી તેની પ્રભા મંદ રહે છે; તેમજ ઇંદ્રીયદ્વારા વીષય વાસનારૂપી પવન લાગીને આત્માનાં સચ્ચિદાનંદરૂપ મંદ જેવું રૂપ્ર પ્રતિત થાય છે. ઇંદ્રિયોનો નિષેધ કરવાથી આત્મા સચ્ચિદાનંદ સાક્ષાત પ્રતીત થાયછે. યાવત પ્રારબ્ધ કર્મ શેષ છે, તાવત વિદ્વાન ઉપાધિમાં સ્થીત જેવો પ્રતીત થાયછે, પરંતુ આકાશવત લીપાયમાન થતો નથી. જ્ઞાની પંડિત પણ છે પરંતુ મૂર્ખવત જાણી બુઝીને રહેછે. કોઈ જગ્યાપર પણ વાયુવત આસક્ત થતો નથી. જ્યારે અવિદ્યાનો નાશ થાયછે ત્યારે નિર્વિશેષ બ્રહ્મમાં લય થાયછે. આ લાભથી બીજો કોઈ પણ લાભ બ્રહ્મ લોકાદિમાં નથી. આ સુખથી બીજુ સુખ ચક્રવૃત્તિ રાજા, ઇંદ્ર, બ્રહ્માદિનું નથી. અજ્ઞાનથી બીજુ ભૂત ભવિષ્ય આદી જ્ઞાન કશુંજ નથી. આના સાક્ષાતકારથી મુર્ત્તીમાન પરમેશ્વરના દર્શનની ઇચ્છા રહેતી નથી. આ રૂપને પ્રાપ્ત થવાથી ફરી મનુષ્ય દેવતાદિ રૂપને પામતો નથી એજ આનંદ રૂપ છે. તે આનંદના[1] એક લેશમાં બ્રહ્મ દેવથી તે કીડી પર્યંત આ-

---

१ तस्यैवानंदस्यान्यानिमात्रा मुपजीवंतीतीश्रुतेः ॥

મંદી છે. જેના યોગથી ચંદ્ર સુર્યાદિ ભાસમાન થાય છે,[1] અને ચંદ્ર સૂર્યાદીના યોગથી જે પ્રતિત થતો નથી તેજ પ્રત્યઘાતમાં બ્રહ્મછે આ રૂપ જ્ઞાન ચક્ષુથી દેખાય છે. ચર્મ ચક્ષુથી દેખવામાં આવતું નથી. જેમ આંધળાને સૂર્ય ઉદય થયો અથવા નથી એ પ્રતિત થતો નથી. તેમજ તાત્પર્ય આ રૂપ અધિકારીઓનેજ પ્રતીત થાયછે. જેમ સ્ત્રી સંગનો આનંદ તરૂણ અવસ્થામાંજ આઠ વરસની છોકરો છોકરી જો તે આનંદનો અનુભવ કરવાની ઇચ્છા કરશે તો તેને શી રીતે થશે? જેનું અંતઃકરણ મલીન થવાથી દેવતા, ગુરૂ, વેદાંતશાસ્ત્રને વિષે શ્રદ્ધાનો અભાવ થાયછે. શ્રદ્ધા સીવાય ગુરૂ કૃપા થઈ શકતી નથી. અને ગુરૂ કૃપા થયા વગર કોઈ કાળમાં પણ જ્ઞાન પ્રાપ્ત થયું નથી ને થશે નહીં. શ્રી શંકર ભગવાન ભાષ્યકાર કહેછે કે "હજારો શ્રુતિઓ અદ્વૈત બ્રહ્મનું પ્રતિપાદન કરેછે.

પ્રશ્ન—શુદ્ધ અંતઃકરણની પરિક્ષા શી રીતે કરવી?

ઉત્તર—જ્યારે આ લોકનાં દૃષ્ય અને શ્રુત સ્ત્રી આદિ પદાર્થ અને સ્વર્ગાદિનાં શ્રુત અમૃતાદિ પદાર્થ ઈત્યાદિઓના ગ્રહણ વીશે કોઇ પણ વખતે મનમાં સંકલ્પ ન થાય તે પોતે દુઃખદાઈ જાણશે. અને મુક્તિની ઇચ્છા થાય ત્યારે નિશ્ચય કરવો કે અંતઃકરણ શુદ્ધ થયું. તે પછી વિવેક વૈરાગ્યાદિ સાધન યુક્ત થઇને આ વિચાર કરવો કે "હું કોણ છઊં? આ જગત શી રીતે થયું? એનો કર્ત્તા કોણ? ઉપાદાન શું?" એનું નામ વિચાર કે "આ દેહ પંચ મહા ભૂતનો વિકાર છે. આ હું નથી. ઇંદ્રિય, મન, બુદ્ધિ આદિ પણ હું નથી એથી વિલક્ષણ છઊં.

જે કોઇએ પ્રથમ ન્યાય શાસ્ત્ર પૂર્વ મીમાંસા અને પુરાણાદી જોયું હોય, સાંભળ્યું હોય, તથા વેદાન્ત શાસ્ત્ર ન સાંભળવાથી ઘણો સંશય વિપર્ય હોય, તો તેઓએ શારીરક ભાષ્ય ભણતું તથા સાંભળવું તેમાં સારે પ્રકારે યુક્તિ પૂર્વક નિશ્ચય થઈ શકે છે, ભારત ભાગવતાદિમાં જ્યાં જ્ઞાન પ્રસંગ છે ત્યાં એમ જણાયછે કે જ્ઞાનજ મુખ્ય છે. તથા જ્યાં કર્મ ઉપાસનાદિના પ્રસંગ છે. ત્યાં એમ જણાયછે કે

---

॥ १ ॥ नतत्रसूर्योभातिनचंद्रतारकं नेमाविद्युतोभान्तिकुतोऽयमग्निः ॥ तमेव भान्तमनुभातिसर्वंम्तस्यभासा सर्वमिदंविभाति इतिश्रुतेः

ક્રમ ઉપાસનાજ મુખ્ય છે. વૈષ્ણવાદિ પોતપોતાના મતને મુખ્ય કહે છે, અને બીજાઓની નીંદા કરેછે. ભાગવતાદિમાં આ સ્પષ્ટ પ્રતીત નથી થતું કે "સમસ્ત વેદ ભારત પૂરાણાદિમાં ક્યાં સમન વય છે". અર્થાત મુખ્ય પ્રયોજન શેમાં છે? શારીરક ભાષ્યમાં સારે પ્રકારે શ્રુતિ સ્મૃતિ યુક્ત દૃષ્ટાંત આપીને, તથા ભેદ વાદાદીઓના મતમાં અનેક દોષ દેખાડી, તથા જે માટે કર્મ ઉપાસનાદિઓના વેદમાં પ્રસંગ છે તેટલાજ અંશનો અંગીકાર કરીને, આ સિદ્ધ કર્યુંછે કે, સમસ્ત વેદ શાસ્ત્ર પુરાણાદિઓનો "બ્રહ્મમાં સમન વય છે". સર્વ શ્રુતિ સ્મૃત્તિયો પ્રવૃત્તિ, નિવૃતિ માર્ગોની કોઈ સાક્ષાત કોઈ પરંપરાથી બ્રહ્મનું બોધન કરેછે. અને એમજે વિરૂદ્ધ પ્રતિત થાયછે કે કોઈ શ્રુતી કહેછે કે "બ્રહ્મ મનનો વિષય નથી" કોઈ કહે બ્રહ્મ સુક્ષ્મ મન બુદ્ધિ થકી જાણવામાં આવેછે. કોઈ સ્થળમાં એવું સાંભળવામાં આવેછે કે "જ્યારે વૈરાગ્ય થાય ત્યારેજ સન્યાસ કરવો. અને કોઈ જગ્યેએ એવું પણ સાંભળવામાં આવ્યુંછે કે માતા, પીતા, સ્ત્રી આદિનો ત્યાગ કરવાથી મહા દોષ છે. એવાં એવાં વિરૂદ્ધ વાક્યો ઘણાં છે. પરંતુ વિચાર રીતથી વાસ્તવીક વીરૂદ્ધ નથી કેમકે જેવા અધિકારી દીઠા તેવાજ ઉપદેશ કર્યા તાત્પર્ય, શારીરક ભાષ્યમાં સર્વનાં અવિરૂદ્ધત્વ વિષે સારે પ્રકારે નિશ્ચય થઈ શકેછે. તથા મૂક્તિનાં સાધનો એવાં એવાં સાંભળવામાં આવેછે કે "દેહ ત્યાગ મૂક્તિનું સાધન છે, તથા ગંગાજી આદિ તિર્થોમાં સ્નાન કરવું. બદ્રિનારાયણાદીનું દર્શન કરવું. પાષાણાદિ મૂર્તીઓનું પૂજન કરવું. પાઠ જપાદિ કરવું, સગુણ નિર્ગુણ બ્રહ્મની ઉપાસનાથી તે વેદાંત શાસ્ત્રનાં શ્રવણ મનન નીદીધ્યાસન સુધી સાંભળવામાં આવેછે કે આ બધાં મૂક્તિનાંજ સાધનો છે. અર્થાત એક એકાદશી વ્રત કરવાથી મૂક્તી થાય છે. વિષ્ણુચર્ણોદક લેવાથી મૂક્તિ થાયછે. શ્રી ગંગાજીમાં સ્નાન કરવાથી મુક્તી થાયછે. તાત્પર્ય બધાઓનાં મહાત્મ્યમાં એજ પ્રતિત થાયછે કે આ સર્વ મુક્તીનાં સાધનો છે. હવે વિચાર કરીને જોવું જોઇએ કે એમાં મુખ્ય સાધન તે કોણ કે જેના યોગથી નીશ્ચય કરીને મુક્ત થશે. જો કોઇને એવો વિશ્વાસ થશે કે એક એકાદશી આદી વ્રત કરવાથી,

બદ્રીનારાયણાદિઓની યાત્રા કરવાથી, શ્રી ગંગાજીમાં સ્નાન કરવાથી નિશ્ચય કરીને મૂક્તી થાય છે "ત્યારે તૃપ્તિ કેમ થતી નથી" તાત્પર્ય મૂક્તીનાં મુખ્ય સાધન વેદાંત શાસ્ત્રનું શ્રવણ, મનન અને નિદીધ્યાસન છે. તથા બીજા સર્વે પરંપરા કરીને ગાૈણ છે. આ વાતને પણ શારીરક ભાષ્યમાં પ્રમાણ પૂર્વક સીદ્ધ કરેલી છે. અને જે કે પૂર્વ મિમાસક સ્વર્ગાદિની પ્રાપ્તિને મૂક્તી કહેછે, તથા તેઓમાંના કોઈ એક દેશીય છે તે કહેછે કે "સુખનું નીત્ય પ્રગટ રહેવું એજ મૂક્તિ છે" સાંખ્ય કહેછે કે "દેહ બુદ્ધિ આદિને વિષે અહંકારની નિવૃત્તિ થઈ અને અવદાસીન્ય રહેવું એજ મૂક્તિ છે" પૌરાણિક, સાલોક્ય, સામીપ્ય, સારૂપ્ય અને સાયુજ્યને મૂક્તિ કહેછે. કામાબ્ધિપ્લવ તથા કોક શાસ્ત્રાધાયી જે વિષયી જન તે "મદન થકી જે રસ રસીત તારૂણ્યવસ્થામાં પદમીન્યાદિ સ્ત્રીયો તેમનાં નીવી (કાછનો) ક્રીડાર્થે મોક્ષ કરવો આજ મૂક્તિ છે, એમ કહેછે." ચારવાક કહેછે કે કોઇને પણ આધિન ન રહેવું આ મૂક્તિ છે. નૈયાયીક કહેછે કે એકવીશ દુઃખોનો અત્યંત નાશ થવો આ મૂક્તી છે. એકવીશ દુઃખો ન્યાયશાસ્ત્રમાં પ્રસીદ્ધ છે. અત્યંત નાશ એટલે અત્યંત આભાવ થાયછે. આભાવ ચાર છે. પ્રાગભાવ એટલે ઘટને પૂર્વે ઘટનો ભાવ. ૧ પ્રદ્વંસાભાવ એટલે ઘટનો નાશ થવામાં જે ઘટનો અભાવ. ૨ અન્યોન્યાભાવ એટલે ઘટમાં પટનો અભાવ. ૩ અને અત્યંતાભાવ એટલે સસનાજ સીંગનો અભાવ. ૪ બીજા અનેક વાદીઓ ગોલોક બ્રહ્મલોકાદિની પ્રાપ્તિને મુક્તિ કહેછે. ગરૂડ પૌરાણીક જે કંઈ કહેછે તેતો જગતમાં પ્રસિદ્ધજ છે. તથા બીજા પણ અનેક મતો છે. હવે પ્રશ્ન કરવો જોઇએ કે મૂક્તિનો અર્થ શું છે? એનો પણ નિશ્ચય શારીરક ભાષ્યમાં કરેલો છે. અવીદ્યોપહીત જીવ નામનું ચૈતન્યનું પ્રતીબીંબ મીથ્યા ભ્રાંતીથી પોતાને જીવ માને છે. અવીદ્યોપાધિથી સમસ્ત સંસાર મુક્તિ પર્યંત કલ્પીત છે. બ્રહ્મ જ્ઞાનથી અવિદ્યાનો નાશ થયા છતાં જીવરૂપ ભ્રાંતીનું મટવું આ મુક્તિ છે. સર્વાનર્થની નિવૃતિ અને પરમાનંદની પ્રાપ્તી એજ આ મુક્તિનું લક્ષણ છે. જેમ કોઈ એક ઘટગત જળમાં જે પ્રતીબીંબ તે જળના દુર જવાથી નાશ થાય છે, ફરી એમ નથી કહેવાતું કે પ્રતીબીંબ ક્યાં ગયું તથા પ્રતીબીંબનો નાશ થવાથી અગર

ન થવાથી સૂર્ય કશો બીજા પ્રકાશનો થતો નથી. દૃષ્ટાંતમાં સમજવું કે શુદ્ધ ચૈતન્ય જેવું પ્રથમ હતું તેમજ આગળ રહ્યું. જેમ સ્વપ્ન ખુલ્યાથી સ્વપ્નમાં જેટલા પદાર્થ કલ્પીત હતા, તેઓ બધા તેજ વખતે નાશ પામે છે. એમજ વિદેહ મુક્તિનંતર સમસ્ત સંસારનો નાશ થાયછે. કોઇએ એવો વિચાર ન કરવો જોઇએ કે હું તો મુક્ત થયો છતાં મારા શત્રુ મીત્રાદિ તથા જગત એમનું એમજ રહેશે. તો તેને માટે યત્ન કરવો જોઇએ. તેમને માટે યત્ન કરવો કેવળ મૂર્ખતાજ છે. સ્વપ્નના દૃષ્ટાંતનો સારે પ્રકારે વિચાર કરવો જોઇએ. વેદાંતીઓનુ કહેવું અનુભવમાં આવેછે. શ્રુતી સ્મૃતી પ્રમાણથી સીદ્ધ થઈ શકેછે. તથા બીજાં શાસ્ત્ર પૂરાણાદિનો મત અનુભવમાં આવતો નથી. અને વેદ વિરૂદ્ધ છે એમ સ્પષ્ટ પ્રતીત થાયછે. વિચાર કરીને જુઓ કે જીવનું દેહપાત થયા છતાં તે યમપુરી, વા સ્વર્ગ, વા પીત્ર લોક વા વૈકુંઠે ગયો, અથવા તેનો જન્મ તેજ વખતે આ લોકમાં થયો અથવા જેમ ગરૂડ પૌરાણીક કહેછે તેમ તેની વ્યવસ્થા થઈ. આ વાત શી રીતે અનુભવમાં આવશે કે આખી અવસ્થામાં તો દુષ્ટ તથા મુર્ખતાનાં કૃત્યો કરવાં અંતકાળે કાશી આદિ ક્ષેત્રમાં દેહ છોડવાથી નીયમથી મૂક્તિ થાય છે. જે એવાં એવાં વાકયોમાં હઠ કરેછે તે મૂક્તિ માટે જ્ઞાનાદિને વીષે કેમ માથાફાડ કરેછે!!! આ વીશે કયાં સુધી લખવું હજારો એવીજ વ્યવસ્થાઓ છે. સંપૂર્ણ મતનાં લોક પોતપોતાના મતને યુક્તીઓ આપીને સીદ્ધ કરેછે, પરંતુ સમસ્ત વ્યવસ્થા કોઈ પણ સારે પ્રકારે કરતા નથી; કેમકે કોઈ સ્વર્ગને નીત્ય કહેછે કોઈ અનીત્ય કહેછે. **"काश्याम मर्णान मूक्ति"** આશ્રુતીનો અર્થ બીજાજ પ્રકારનો કહેછે, તથા આપણને સારે પ્રકારે પ્રતીત નથી કે સ્વર્ગ, વૈકુંઠ, કૈલાશ, બ્રહ્મલોક ગોલોકાદિનો ભેદ કેવો છે ભુર, ભુવાદિ સાત લોકમાંજ તેમનો અંતરભાવ છે, અથવા કંઈ બીજા પ્રકારનાં છે. અથવા જેને બ્રહ્મ લોક કહીએ છીએ તેનેજ વૈકુંઠ, પીત્રુ લોકાદિ કહેછે. જેમ આ વીષયની વ્યવસ્થાછે, તેમજ એથી વધારે સૃષ્ટિની વ્યવસ્થા છે. જ્યારે પ્રત્યક્ષની વ્યવસ્થા થઈ શકતી નથી ત્યારે પરોક્ષને કોણ બેસાડી શકે!!!

આ વ્યવસ્થા કોઈ જગ્યે પણ લખેલી નહીં હશે. તથાપી મારા સાંભળવામાં આવી નથી. જો કોઈએ સાંભળી હોય પ્રમાણ પૂર્વક અનુભવમાં આવતી હોય તો મને પણ આ ઈષ્ટ છે કે જેમ બને તેમ તેનો સંશય દુર કરવો જોઇએ. યથામતિથી હુ કહુંછું. કોઈ પક્ષમાં પણ મારો હઠ નથી. આ વ્યવસ્થા તો મને શાસ્ત્રમાં પ્રતીત થાયછે. અને લોકમાં યવન ઇંગ્રેજ આદિ બેહસ્ત પેરાડાઇઝ આદિક કહેછે તથા આ વાતમાં કીંચીત પણ સંદેહ નથી કે, પરમેશ્વર બધાઓના એકજ છે. અને આપણ નિશ્ચય થાયછે કે યવન ઇંગ્રેજાદિ સ્વર્ગ નર્કનાં અધિકારીછે. આ નિયમ નથી કે તે બધા નર્કનેજ પામશે કેમકે શ્રી ભગવાન કહેછે કે **उर्ध्वं गच्छंति सत्वस्थामध्ये तिष्टंति राजसाः जघन्यगुणवृत्तिस्था अधोगच्छंतितामसाः ॥ १ ॥ गी० अ० १४ श्लो० १८ अर्थ** જેમની વૃત્તિમાં પ્રધાનપણે સત્વગુણ વર્તતો હોય તેઓ ઉપરના લોકમાં જાયછે. રજોગુણી એટલે તૃષ્ણા વીગેરેથી વ્યાકુળ મનવાળા મધ્યલોક એટલેજ મનુષ્ય લોકમાંજ રહેછે. તથા તમોગુણનાં કાર્ય (પ્રમાદ મોહ આદિ) માં રહેલા જેને જેટલો તમોગુણ તેના પ્રમાણમાં તામીશ્ર આદિ નર્કોમાં ઉત્પન્ન થાયછે. શમ, દમ, શંતોપ, કોમળતા, ક્ષમા, દાનાદી, સત્વગુણની વૃત્તિ છે. તે તેઓમાં પણ દેખવામાં આવેછે. આ હેતુથી નિશ્ચય થાયછે કે સત્વ ગુણની તાર્તમ્યતાથી તે સ્વર્ગાદીનાં અધીકારી છે. તાત્પર્ય મને એમ નિશ્ચય થાયછે કે આ બધાઓના મતનો વિચાર કરવા જઇએ તો અવિરોધ વ્યવસ્થા નથી થઈ શકતી, પરંતુ વેદાંત શાસ્ત્રના મતથી થઇ શકે છે. શી રીતે ? તે સાંભળો—વેદાંતી એમ કહેછે કે "આ જગત અજ્ઞાનથી કલ્પીત છે. સ્વપ્નવત્ મિથ્યા છે" જેમ સ્વપ્નમાં એકજ સ્ત્રી સાથે દસ પુરૂષ સંગ કરેછે તે દસેનું બોલવું ખરૂં છે પરંતુ વાસ્તવીક રીતથી ખોટું છે. અર્થાત જગતનું મૂળ કારણ અજ્ઞાનજ છે. પરમાર્થમાં ઉભય પણ નથી. જેમ એક રજ્જુ પડીછે તેને કોઈ સર્પ, કોઈ મુત્ર ધારા, અને કોઈ દંડ કહેછે, તે બધાઓનું બોલવું ભ્રાંતિ કાળમાં ખરૂં છે. પરમાર્થમાં ખોટું છે. એમજ ભ્રાંતિ કાળમાં બ્રહ્મને વિષે કલ્પિત સ્વર્ગ વૈકુંઠાદી બધાઓ

ખરાછે પરંતુ પરમાર્થમાં ખોટાછે. આ વાત સિદ્ધ કરવા માટે શ્રુતિ, સ્મૃતિ, યુક્તિ, દષ્ટાંત ઈતિહાસાદી ઘણાં છે. વાસીષ્ટાદી ગ્રંથોમાં અનેક ઈતિહાસ છે. વસિષ્ટજીએ શ્રી રામચંદ્રજીને અનેક ઇતિહાસ સંભળાવી આજ વાતને સીદ્ધ કરી છે. ઘણા પુરૂષોએ તપ કરીને વરદાન માગ્યું કે "અમને બધાઓને એકજ કાળમાં બ્રહ્મદેવત્વ મળવું જોઇએ" તે સર્વ બ્રહ્મ દેવજ થયા. અને આ બ્રહ્મદેવ પોતાની જગ્યે જેમ હતા તેમજ રહ્યા. તે બધાઓનાં બ્રહ્માંડો પૃથક પૃથક થયાં. બીજી એક કથા એવી છે કે કોઈ રૂષિયે તપશ્ચર્યા કરીને પરમેશ્વર આગળ વરદાન માગ્યું કે, "હે પરમેશ્વર મને તમારી માયા દેખાડજો ત્યારે પરમેશ્વરે કહ્યું કે "દૃસ્ય પદાર્થો એજ માયા છે, રૂષીને માયા શબ્દથી કંઈ પદાર્થ હશે એમ મનમાં હતું, તેથી તે ફરીથી બોલ્યા કે " અઘટીત ઘટનાં પટીયસ્ત જે કહેવાય છે તે દેખાડો." ત્યારે ભગવાને કહ્યું કે દેખશો એક દહાડો તે રૂષી રશીકેશ ક્ષેત્રમાં ગંગા સ્નાન કરવા માટે જઇને તીર ઉપર પોતાનો આસન પુજાદી સામાન મૂકી ગંગાજીમાં ઉતરીને ભુસકો માર્યો તો તતકાળ પોતાના રૂષિત્વને ભૂલી જઈ કોઈ એક માછીનું કન્યત્વ તેને પ્રાપ્ત થયું. દીવસે દહાડે તે કન્યાનો વિવાહ થયો. ચાળીસ વરસની અવસ્થા સુધી ઘણીએક કન્યા પુત્રાદિ જણતી થઈ. પતીના સંગમાં જે આનંદ અને સંગ કર્યા છતાં જે દુઃખ તથા સંસારના અનેક તાપ છોકરાંઓનું કુતુહલ અને રમાડવામાં જે આનંદ આદી મળમુત્ર ધોવામાં જે દુઃખ તે બધું તે રૂષી સ્ત્રીત્વને પામી અનુભવ કરતા હતા. એક દીવસ તેજ સ્ત્રીએ તેજ જગ્યા જ્યાં રૂષીએ પોતાનું આસનાદી રાખ્યું હતું તેના નજીકજ પોતાનો ઘટ રાખીને ગંગાજીમાં ભુસકો માર્યો તે વખતે તે તો સ્ત્રી હતી નંતર નેત્ર ખોલી જ્યારે પોતાનું શરીર દેખવા લાગી ત્યારે રૂષી જેવું શરીર થએલું જોયું. ગંગાના તીર ઉપર રાખેલો ઘટ પણ નજરે પડેછે તથા આસન પુજાદી પણ દેખવામાં આવે છે.

અને હું અમુક રૂષી છઉ અહીં નીત્ય સ્નાનાર્થે આવુંછઉં આપણુ સ્મર્ણ થાયછે. તથા હું અમુક પુરૂષની બાઇડી છઉં અને અહીં જળ ભરવા માટે આવી હતી આ વાત પણ સ્મર્ણ થાય છે. બેઉ ઘરના વ્યવહારનું સ્મર્ણ સારી પેઠે થાયછે. અને બેઉ ઘરને વિષે પ્રીતી છે.

આ વાત સ્પષ્ટ પ્રતીત નથી થતી કે હું સ્ત્રી છઉં, અથવા રૂષી છઉં એટલામાં તે સ્ત્રીનો પતી પોતાનું બાળક લઈને જગ્યે આવ્યો. રૂષીયે તેને દેખીને નિશ્ચય કર્યો કે આજ મારો પતી છે. અને આ પણ સારી રીતે નિશ્ચય થયો કે હું ગંગામાં સ્નાન કરવાથી રૂષી થઈ. પેલાએ રૂષીને પુછ્યું કે "મહારાજ મારી વહુ અહી પાણીભરવા આવી હતી તેનોજ આ રાખેલો ઘડો છે. તે ક્યાં ગઈ એ તમે જોયું હોય તો કૃપા કરીને કહો" આ તેનું દીનપણાનું વાક્ય તથા બાળકનું રોવું સાંભળી રૂષીને મોહે ઘેર્યા ત્યારે રૂષી હાય વોય કરી રોવા લાગ્યા. પેલાએ હાથ જોડી પ્રાર્થના પૂર્વક પુછ્યું કે "શું!!!! તે ગંગામાં ડુબી મરીગઈ!!" અથવા કોઇ રાની જનાવરે તાણી લઇને ખાધી!!!! તમે શા માટે રડોછો? રૂષી કહેવા લાગ્યા કે "તું જે પૂછેછે તેજ સ્ત્રી હું છઉં. ગંગામાં સ્નાન કરવાથી રૂષી થઇ." એમ કહી તેની સાથે કરેલા સમસ્ત વ્યવહાર અને છોકરાંઓનાં નામાભિધાન કહ્યાં. તે સાંભળતાંજ તેને પુર્ણ ખાત્રી થઈ કે આજ મારી સ્ત્રી છે. પેલા રૂષીએ ઘર સંબંધી સંપુર્ણ વ્યવસ્થા કરીને કહ્યું કે "અત્યારથી આ પુત્રાદીનું તું સારે પ્રકારે રક્ષણ કરજે." પેલો કહેવા લાગ્યો કે "તું તો ઘેર ચાલ જે થયું તે થયું. આ છોકરાંઓને ખવરાવજે. પીરવરાવજે, તથા તારૂં બીજું ઘર સંબંધી કૃત્ય કરજે. એટલે થયું" રૂષી પણ આ વાતને કબુલ થઈ તેની સાથે ઘેર જવા લાગ્યા. તેજ વખતે પરમેશ્વરની માયા દુર થઈ. આ બધી વ્યવસ્થા એક બે નિમીશમાં થઈ કે જેટલો વખત પાણીમાં ડુબકી મારી હતી. જ્યારે રૂષીએ પોતાનું માથું ઉચું કર્યું, ને જુએછે તો તેજ ઘાટ તેજ મૂર્ત્ત ને તે પુરૂષ ને તે ઘટ ત્યારે રૂષીયે નીશ્ચય કર્યો કે, પરમેશ્વરની માયા તે આજ છે. સ્કંદ પુરાણાંતર્ગત કેદાર ખંડમાં આ કથા સવીસ્તર છે. તથા એવી એવી ઘણી કથાઓ વાસીષ્ટાદી ગ્રંથોમાં છે. ઘણા મનુષ્યોને અનુભવ છે કે, સ્વપ્ન તો ઘડી અથવા અરધી ઘડી સુધી હતું. પરંતુ તેમાં સો વરસ સુધી રાજ્યાદિ કર્યું. હે વાંચનારાઓ સારે પ્રકારે વિચાર કરીને જુઓ કે માયામાં શું બની શકતું નથી? જાગૃતી સ્વપ્ન જેવીજ છે. કેમકે જાગૃતીમાંના પદાર્થો સૂખ દુઃખનો હેતુ અને

અનીત્ય છે એવાંજ સ્વપ્નનાં પણ છે. જેવી રીતે જાગૃતીમાં સ્વપ્નનો નિશ્ચય થાયછે તેવીજ રીતે સ્વપ્નમાં પણ સ્વપ્નનો નિશ્ચય થાય છે. તાત્પર્ય આ જે જાગૃત અવસ્થામાં સંસાર દેખાયછે, તે સર્વે સ્વપ્ન જેવોજ છે. માયાજ છે. આ સીવાય બીજી તે માયા શું હશે કે ? વિર્ય ગર્ભમાં રહીને ચેષ્ટા કરવા લાગેછે અને પ્રવાહી પદાર્થ જે વીર્ય તેનું કાર્ય કેવું કઠિણ થાયછે? હાથ પગાદિ ફૂટેછે તેનેજ બ્રાહ્મણ, સાધુ ચોર, જાર, આદિ કહેછે. ક્યારે લાડ કરવા યોગ્ય, કયારે ભોગ કરવા યોગ્ય, ક્યારે પૂજન કરવા યોગ્ય, એને દેખીને કયારે પ્રાણીઓ ગ્લાની માનેછે. કોઈ વખતે પુત્રાદિક આવી ઇચ્છા કરેછે કે, આ મરશે તો ઘણું સારૂં થશે, કોઇ વખતે એને સ્પર્શ કરવાથી પાતક લાગે છે અને ઘર, વસ્ત્ર, પાત્રાદિ અપવીત્ર થાય છે. આ વખતે વિચાર કરીને જુઓ કે એક પદાર્થ ઉપર કેટલી અવસ્થાઓ થાય છે. જે વસ્તુ એક રસ નથી, અને સર્વેને એકજ જેવી પ્રતિત થતી નથી, તે માયા. આ વખતે આવી ઇચ્છા થાયછે કે એવાં સેંકડો દૃષ્ટાંત દઇને આ વાત કરામલકવત કરવી. પરંતુ ગ્રંથ વિસ્તારની બીકથી થઇ શકતી નથી. બુદ્ધિવાન એકજ દૃષ્ટાંતમાં વિચાર કરી લેશે હવે વિચાર કરી જુઓ કે વેદાંત શાસ્ત્રનું મત કેવું સુંદર છે. પરમેશ્વરને તો પરીપૂર્ણ નીત્ય મુક્ત નીત્યાનંદાદિ રૂપ પ્રસિદ્ધ કરવું અને ભક્તિ એવી કરવી કે પોતે પોતાનું સમસ્ત પરમેશ્વરાર્પણ કરવું. પોતે પોતાનું પોતાને ન રાખવાથી પરમેશ્વરની પૂર્ણતા સીદ્ધ થાયછે. અને બધાઓના મતનું અંગીકાર કરવું તેઓનું સત્યત્વ દેખાડવું, જેમ યદ્યપી સ્વપ્નના પદાર્થ મીથ્યા છે પરંતુ તે વખતે તો સત્યજ છે.

સમસ્ત મત વાદીઓ પોતપોતાના મતને હઠથી સીદ્ધ કરે છે અને બીજાઓની નીંદા કરેછે પૂર્વ મીમાંસક પરમેશ્વરનેજ માનતા નથી. ભેદ ઉપાસક યદ્યપી પરમેશ્વરને માને છે. તથાપી તે પરીછિન્ન છે, એમ કહેછે. જ્યારે જીવ બ્રહ્મનો ભેદ કહ્યો ત્યારેજ સ્પષ્ટ પ્રતિત થયુંછે કે પરમેશ્વર પરિછીન્ન છે. અને જો તેઓ એવું કહેશે કે "પરમેશ્વરની જે માયા તેમાં શું થઇ શકતું નથી "તો પરમેશ્વર તેઓને આનંદમાં રાખે, કેમકે આજ અમારો સીદ્ધાંતછે. જ્યારે ભેદ વાદીઓને તેઓના મતમાં ઠેકાણું મળતું નથી ત્યારે તેઓ માયાનો અંગીકાર કરેછે.

માયાનો અંગીકાર કર્યો કે વેદાંત શાસ્ત્રના મતમાં પ્રવેશ થયો કેમકે વેદાંત સિવાય બીજું બળવાન પ્રમાણુજ નથી. વેદાંતનો ત્યાગ કરીને વૃથા બીજાં અનાત્મ્ય શાસ્ત્રોમાં માથાં કુટેછે. અઢાર વિદ્યા છે અને મુક્તિ માટે મુખ્ય વેદાંત શાસ્ત્રજ છે. ૧ ઋગ ૨ યજુર ૩ શામ ૪ અથર્વણ આ ચાર વેદ એમના ૭ અંગોશીક્ષા ૫ કલ્પ ૬ વ્યાકરણ ૭ જોતિષ્ય ૮ છંદ ૯ નીરૂક્ત ૧૦ અને મીમાંઉસા શાસ્ત્ર ૧૧ તર્કશાસ્ત્ર ૧૨ પૂરાણુ ૧૩ ધર્મશાસ્ત્ર ૧૪ આ ચૌદ વીદ્યા વેદાંત શાસ્ત્રનો મીમાંઉસામાં અંતર્ભાવ વૈશેષિક શાસ્ત્રનો તર્કશાસ્ત્રમાં અંતર્ભાવ અને સાંખ્ય પાતાંજળ, પાશુપત્ત, વૈષ્ણવ, રામાયણ, ભારતાદીઓના ધર્મ શાસ્ત્રમાં અંતર્ભાવ છે. પૂરાણુ અઢાર છે. ૧ બ્રાહ્મ ૨ પદ્મ ૩ સ્કંદ ૪ માર્કંડેય ૫ શૈવ ૬ વૈષ્ણવ ૭ ગણેશ ૮ સૌર ૯ ભાગવત ૧૦ ભવિષ્ય ૧૧ બ્રહ્મવૈવર્ત ૧૨ લીંગ ૧૩ વામન ૧૪ વારાહ ૧૫ કૌર્મ ૧૬ મત્સ્ય ૧૭ ગરૂડ ૧૮ બ્રહ્માંડ અને ઉપ પુરાણો છે, ૧ વાસિષ્ટ ૨ લીંગ ૩ નારસીંહ ૪ નંદીય ૫ નારદીય ૬ વામનીય ૭ હંસ ૮ તત્વાસાર ૯ દૌરવાસ્ય ૧૦ શીવ ધર્મ ૧૧ કાપીલ ૧૨ વામન ૧૩ વરૂણ ૧૪ રેણુક ૧૫ વાચપીચ ૧૫ કાળીય ૧૬ માહેશ્વર ૧૭ પારાસર ૧૮ મારીચ ૧૯ ભાર્ગવાદી નામો થકી ઘણાં છે અને મનુ યાજ્ઞવલ્ક્ય, વિષ્ણું, યમ આંગીરસ, વસિષ્ટ દક્ષ્ય સંવર્ત સાંતાતપ, પારાશર, ગૌતમ, શંખ, લખીત, હરીત આપસ્તંભ સંસ, કાત્યાયન, વાત્સ્યાયન, બ્રહસ્પતિદેવળ, નારાદાદી પ્રણીત ધર્મ શાસ્ત્રો ઘણાં છે. અને આયુર્વેદ ધનુર્વેદ ગાંધર્વવેદ અને અર્થશાસ્ત્ર ચાર મળીને અઢાર વીદ્યા થાયછે કામશાસ્ત્રનો આયુર્વેદમાં અંતરભાવ નીતીશાસ્ત્ર શિલ્પશાસ્ત્ર, અશ્વશાસ્ત્ર, ગજશાસ્ત્ર, શુપશાસ્ત્ર તથા ચોસઠ કળા આ બધાઓનો અર્થશાસ્ત્રમાં અંતરભાવ છે. આપ્રમાણે અઢાર વીદ્યાછે.

વેદાંતશાસ્ત્રનું સીદ્ધાંત એમ છે કે—આ સંસાર સ્વપ્નવત્ છે. નીષ્પ્રપંચ બ્રહ્મને વિષે ભ્રાંતીના યોગથી નાના પ્રકારની કલ્પના કરેલી છે. જેમકે ઉપર સપાટ ખારવાળી ભૂમીની રેતીને દુરથી દેખા કહેછે કે આ નદી છે; કોઈ ઢીંચણ જેટલું પાણી કહેછે કોઈ કંમરસુધી અને કોઈ અથાગ જળ ભર્યું છે એમ કહેછે. તાત્પર્ય બધાઓની કલ્પના મીથ્યા છે. આવીજ રીતે જગતની કલ્પના પણ મીથ્યા છે.

જગત જો સત્ય હોય તો મોટા મોટા બુદ્ધિવાન જે મીમાંઉસક સાંખ્ય પાતાંજળી નૈયાઈક ઇત્યાદીકોનું એકજ મત હોત નહીં. તે બધાઓનું મત પૃથક પૃથક હોવાથી સ્પષ્ટ પ્રતિત થાયછે કે નીષ્પ્રપંચ બ્રહ્મને વિષે ભ્રાંતીથી જગતની કલ્પના છે. આ વાત સીદ્ધ કરવા માટે શ્રુતિ સ્મૃતિ આદી ઘણાં પ્રમાણો છે. અને અનુભવમાં પણ આવેછે જેવી જેવી જેની મતીછે તેવું તેવું તે જગત વિષે કહેછે. અને ઈશ્વરને પણ યથામતી અંતર્યામીથી લગાવી કુળ દેવતા સુરધન પીંપળો આદી જડ પદાર્થ સુધી કહે છે. પ્રસંગાનુસાર તે મતોનું અલ્પ દિગ દરસન કરૂં છૌં:—પૂર્વ મીમાંઉસા કહેછે કે "કરમ કરવાથીજ મુક્તી થાયછે" આ સ્વર્ગાદિ પ્રાપ્તિનેજ મુક્તી માને છે. કર્મફળ દાતા છે. ઇશ્વરજ નથી, સ્વર્ગાદિ નીત્ય છે. તેને ઉત્પત્તિ પ્રલય આદિ નથી, એમાંથી કોઈ એક દેશીય તે ઇશ્વરને પણ માનેછે.

સાંખ્ય કહેછે કે "જેમ દુધનો પરિણામ દહીં થાય છે, તેમજ પ્રકૃતિ જગતરૂપી પરિણામ થઈ છે. અને પુરૂષ પદ્મ પત્રવત્ અસંગ છે" તાત્પર્ય પરિણામ વાદ સાંખ્યનો છે.

આરંભવાદિ જે નૈયાઇક તે કહેછે કે "આ જગત પ્રલય કાળમાં ઇશ્વર ઈચ્છાથી પરિમાણુંરૂપ થાયછે. એટલે પૃથ્વી, જળ, તેજ, વાયુના પરમાણું થાયછે. અને સૃષ્ટી સમયમાં ઈશ્વર ઈચ્છાથી પરિમાણો એકઠાં થઈ દ્વાનુંક, ત્રણુંક, થઇને ફરીથી એવીજ પૃથ્વિઆદિ થાયછે. અને કહેછે કે "આ જગતમાં સાતજ પદાર્થ છે." પૃથ્વી, જળ તેજ, વાયુ. આકાશ, કાળ, દીક આત્મા અને મન આ નવને દ્રવ્ય કહેછે. અને રૂપ, રસ, ગંધ, સ્પર્શ, સંખ્યા, પરમાણું, પ્રથક, સંયોગ વિભાવ, પરત્વ, અપરત્વ, ગુરૂત્વ, દ્રવ્યત્વ, સ્નેહ, શબ્દ, બુદ્ધિ, સુખ, દુઃખ, ઇચ્છા, દ્વેષ, પ્રયત્ન, ધર્મ, અધર્મ અને સંસ્કાર આ ચોવીશને ગુણ કહેછે. અને આ ગૂણ દ્રવ્યમાં રહેછે. આ પ્રકારે કર્મ સામાન્ય વિશેષ સમવાય આ પાંચ પદાર્થો છે. એને પાંચ પદાર્થોમાં જગતના સર્વ પદાર્થનો અંતરભાવ છે. જીવ ઈશ્વરનો ભેદ અને બેઓ પણ વ્યાપક છે એમ કહેછે. પૃથ્વિ આદી ચાર દ્રવ્યને પરમાણું રૂપથી નીત્ય અને આકાશ આદી પાંચ દ્રવ્યોને સદા નીત્ય કહેછે.

વ્યાકરણી કહેછે કે શબ્દજ બ્રહ્મ છે. અને તે નીત્ય છે. તાત્પર્ય નૈયાકરણ સ્પોટ વાદી છે.

પૂરાણીક મતતો પ્રસીદ્ધ છે. કોઈ વિષ્ણુ, કોઈ શીવ. શક્તિ ગણેશ સૂર્યને ઇશ્વર કહેછે અને પોતપોતાના મતોની પ્રથક પ્રથક શાસ્ત્રો, સાત્વત, તંત્ર, નારદ, પંચરાત્ર, કવલારણવાદી રચીને રાખી છે. તાત્પર્ય પૌરાણીક મત જેને ગરૂડપૌરાણ કહેછે તે ઘણુંજ પ્રસિદ્ધ છે. ક્યાં સુધી લખવું, ઘણા મતો છે. નાસ્તીકોની મુખ્ય અદ્વાર બાર્ હ ચારવાકાદી મતો છે. તેઓ વેદ તથા ઇશ્વરને માનતાજ નથી. કોઇ શુન્યવાદી, કોઈ કાળવાદી કોઇ સ્વભાવવાદિ, કોઈ વિજ્ઞાનવાદી અને કોઈ કાપાલિ મતોના છે. ઘણા મતો નાસ્તીકોના છે. તથા મોટા કઠીન પણ છે. આવા આવા મત ન્યાય તથા વેદાંતના પૂર્વ પક્ષમાં ઘણા લખી રાખેલા છે. કેમકે વેદાંતિક તથા નૈયાઇક તેઓનું ખંડન કરી શકેછે. પૂરાણીકોથી તેઓનો મત ખંડન થઇ શકતો નથી. તેઓની યુક્તીઓ ઘણીજ સુક્ષ્મ છે. અને જે પાખંડો હાલ કળીયુગમાં પ્રસિદ્ધ છે. તે વિષે લેશ માત્રમાં પણ લખવું યોગ્ય નથી. તાત્પર્ય ચાર વર્ણ ચાર આશ્રમ અને અનુલોમજ અને પ્રતિલોમજ આદિ જાતિ શાસ્ત્રવિહીત છે. અને આથી પ્રથક કે જેઓનો વેદ સ્મૃતિમાં પત્તો લાગતો નથી તે સર્વ પાખંડ મનુષ્ય રચીત છે.

હવે બુદ્ધિમાન પુરૂષોએ વિચાર કરવો જોઇએ કે અંતર્યામી હીરણ્યગર્ભ, વિરાટ ને વૈદીક ઉપાસકો ઇશ્વર માનેછે. પુરાણીક—શીવ વિષ્ણુ શક્તિ ગણેશાદિને ઇશ્વર માનેછે ભૈરવ, મૈરાલ, માહિકા, યક્ષ રાક્ષસ, અશ્વથ, મૃતિકા, કાષ્ટ કોદાળી આદિને પ્રાકૃત જીવો ઇશ્વર કરીને માનેછે. વેદમાં તથા લોકમાં અંતર્યામી, સુત્રાત્માદિ, વિષ્ણું શિવાદિ, રામકૃષ્ણાદિ, રાધાવલ્લભ, ગોપાળાદિ, હનુમાન, ભૈરવાદી અને પાષાણ મૃતિકાદિ ભેદ થકી ઇશ્વરના હજારો ભેદ પ્રતિત થાય છે. તો એમાં કયો ઇશ્વર તથા કયો મત સત્ય છે? હું સત્ય કહુંછઊં અને તમે પણ સારે પ્રકારે વિચાર કરીને જુઓ કે આ સરવ માયા છે. વિવર્તવાદ, આભાસવાદ, અજાતવાદ, જે વેદાંતિઓના તેજ સત્ય છે અને તત્વં પદાર્થના જે એક લક્ષાર્થ સચ્ચિદાનંદ રૂપ છે તેજ પરમેશ્વર એનેજ જ્ઞાન કહેછે. અને એજ જ્ઞાન મૂક્તિનો હેતુ છે.

ઈતિ અષ્ટમ તરંગ સમાપ્ત.

# નવમો તરંગ.

દેહાદિમાં તાદાત્મ્યથી જે અહંબુદ્ધિ તેજ અજ્ઞાન. હવે વિચાર કરી જુવો કે આત્મા તો શુદ્ધ, પરિપૂર્ણ, સત્ય ચૈતન્ય, આનંદ અખંડ અજ અમર એકરસ તથા બીજા ઘણા વિશેષણવાળો છે. અને દેહ તો અશુદ્ધ પરિછીન્ન અસત્ય જડ, દુ:ખરૂપ એક દેશી જન્મવાન નાશવાન, નિત્ય એક રસ નહીં રહેવાવાળો છે. એમ છતાં આત્મા તથા દેહની એકતા જુવોછો ત્યારે આથી બીજું તે અજ્ઞાન કેવું? આ અજ્ઞાનનું કારણ આસુરી સંપત્તિ છે, માટે તેનું વર્ણન કરૂં છઊં. ૧ દંભ એટલે ધર્મનો ડોળ દેખાડવો. ૨ ધન વિદ્યા આદિના કારણથી ચીત્તમાં થએલો ગર્વ ૩ પોતાને વિષે પુજ્યપણાનું અભિમાન ૪ ક્રોધ ૫ નિર્દયતા કે કઠણ વેણ બોલવાં ૬ અજ્ઞાન ૭ ધર્મમાં પ્રવૃત્તી, અને અધર્મમાં નિવૃત્તિ ન કરવી. ૮ પેટ ભરવા માટે બ્રાહ્મણોએ વેદ રચ્યા છે. તથા શાસ્ત્ર કર્ત્તાઓ પાખંડી હતા એમ ભાષણ કરવું. ૯ ઘણા કષ્ટથી પ્રલય પર્યંત પણે પૂર્ણ ન થઈ શકે એવા કામનો આશ્રય કરીને દંભ માન તથા મદયુક્ત થઇ લોક તથા વેદાંત શાસ્ત્ર વીરૂદ્ધ કર્મ કરવું ૧૦ તોપણ જેનો અંત નહીં આવે એવી અપાર ચિંતાનો આશ્રય કરી રહેવું, અર્થાત નિરંતર ચિંતા સમુદ્રમાં બુડયાં રહેવું. ૧૧ એવો નિશ્ચય કરવો કે કામ ભોગ વિના બીજો પુરૂષાર્થજ નથી; કામભોગજ શ્રેષ્ટ છે. ૧૨ સેંકડો આશાના બંધનથી બંધાએલા રહેવું. ૧૩ કામક્રોધને આધીન થવું. ૧૪ વિશ્વાસઘાત, ચોરી આદિથી દ્રવ્ય ભેળું કરવું. ૧૫ આ મન ગમતી વસ્તુ મને આજ મળી, આ ઇષ્ટ વસ્તુને મેળવીશ. આટલું ધન માહરી પાસેછે, અને આ ધન ફરી મને મળશે. આ શત્રુ મેં માર્યો અને બીજાઓને પણ મારીશ. હું સર્વને વશ રાખવાવાળો છઉં, ભોગ ભોગવનારો છઉં. કૃતકૃત્ય છઉં. અને બળવાન તથા સુખી છઉં. હું દ્રવ્યઆદિ સંપત્તિથી ભરેલ છઉં, કુળવાન એટલે કુટુંબના વિસ્તારવાળો છઉ, મારા જેવો જગતમાં બીજો કોણછે? હું યજ્ઞ કરીને બીજા યાજ્ઞિકો કરતાં વિશેષ પ્રતિષ્ટા મેળવીશ. માહરી પ્રસંશા કરવા વાળાને દાન આપીશ. અને આનંદ પામીશ. એ રીતે અજ્ઞાનથી મોહ પામવું ૧૬ કોઈ સત્યપુ-

રૂપે પુજ્ય કરેલ નહીં પણ પોતેજ પોતાની મેળે પુજ્ય બની બેસવું. ૧૭ અનમ્ર. ૧૮ ધનથી મળેલા માન તથા મદવાળા થવું. ૧૯ અહંકાર, બળ, કામ, અને ક્રોધનો આશ્રય કરીને રહેવું. ૨૦ સન્માર્ગમાં ચાલનારા પુરૂષ ઉપર દોશનો આરોપ કરવો. ૨૧ તથા મારો દ્વેષ કરવો, એટલે શ્રુતિ, સ્મૃતિ, સદાચાર જે માહરી આજ્ઞા તેની વિરૂદ્ધ ચાલવું, ઇત્યાદિ આસુરિ સંપત્તિવાળાના ગુણ કથન કરી શ્રી ભગવાન બોલ્યા કેઃ—એ વાતે અધમ પુરૂષો જન્મ મરણના માર્ગ રૂપ સંસારમાં અતિ ક્રુર વ્યાઘ્ર આદિ યોનીઓમાંજ હું નાખું છઉં. અર્થાત તેવા પાપીને એવાં ફળ હું આપુ છઉં, એ આસુરી સંપત્તિને પામેલા તે મૂઢ પુરૂષો મને પામ્યા વિના અર્થાત્ માહરી પ્રાપ્તિતો તેમને હોયજ કયાંથી? પણ મને પામવાના ઉપાય રૂપ સન્માર્ગને પામ્યા વિના તેથી પણ માઠી ગતિને પામેછે. અર્થાત્ કૃમિ કીટઆદિ યોનીમાં ઉત્પન્ન થાયછે. એમ કહી ફરીથી બોલ્યા કે કામ, ક્રોધ અને લોભ એ ત્રણ પ્રકારનું નરકનું દ્વારછે, માટેજ તે આત્માને નીચ યોની આપનારૂં છે. તેથી તે ત્રણેને તજી દેવા જોઇએ. આનો ત્યાગ કરી મૂક્તિ માટે પ્રયત્ન કરવો એટલે મૂક્તિ સિદ્ધ થશે. અર્જુન પૂછેછે કે હે કૃષ્ણ! માણસ કોઇએ બળાત્કારે પ્રેરેલો હોય તેમ ઇચ્છા નહીં છતાં પણ પાપ કરે છે. તે કોની પ્રેરણાથી પાપ કરેછે? શ્રી ભગવાને ઉત્તર આપ્યો—હે અર્જુન! પાપમાં પ્રવૃત્તિનું કારણ કામછે. અને કામ એજ ક્રોધછે, કારણ કે કોઇએ કામનો ભંગ કરવાથી કામજ ક્રોધનું સ્વરૂપ ધારણ કરેછે, તે રજોગુણથી ઉત્પન્ન થએલો કોઈ દિવસ પૂર્ણ ન થાય એવો, તથા અતિ ઉગ્ર છે. આ કામને તું મોક્ષ માર્ગમાં વૈરી જાણજે. જેમ ધુમ્રવડે અગ્ની ઢંકાઈ જાયછે. જેમ મેલ વડે અરિસો ઢંકાઈ જાય છે. જેમ ઓર (પડદા) વડે ગર્ભ વીંટાએલો છે, તેમજ કામવડે આ (જ્ઞાન) ઘેરાએલુ છે. કોઈ દિવસ પૂર્ણ નહિં થનારા તથા શોક સંતાપનું કારણ હોવાથી અગ્નિ તુલ્ય કામરૂપી આ જ્ઞાનિના હમેશના વૈરીએ(હમેશના વૈરી કહેવાનું કારણ જે, અજ્ઞાનીને ભોગ સમયેકામ સુખકારક લાગેછે પણ પાછળથી તે વૈરી થાયછે. પણ જ્ઞાની નેતો ભોગને સમયે તેમજ બીજે વખતે પણ દોષ દૃષ્ટિ જાગૃત હો-

વાથી દુઃખકારક છે માટે તેનો એ નિત્ય વૈરી છે.) જ્ઞાનને ઢાંકી લીધું છે. વિષયને દેખવા સાંભળવાથી, સંકલ્પથી, તથા બુદ્ધિના નિશ્ચયથી કામ પ્રગટ થાયછે. માટે ઇંદ્રિય, મન, અને બુદ્ધિ તેનું એટલે કામનું રહેવાનું ઠેકાણું છે. તે કામ ઇંદ્રિય આદિ વડે વિવેક જ્ઞાનને ઢાંકી દઇને જીવને મોહ પમાડે છે, તે કારણ માટે હે અર્જુન! કામે તને મોહિત નથી કર્યો તે પહેલાં તું ઇંદ્રિય, મન, તથા બુદ્ધિને તાબે રાખીને આત્મજ્ઞાન અને શાસ્ત્રજ્ઞાનને નાશ કરનારા આ પાપિ કામ નામના શત્રુનો ઘાત કર. ઇંદ્રિયો કરતાં મન શ્રેષ્ટ છે. કારણ કે તે ઇંદ્રિયનું ચલાવનારૂં છે. નિશ્ચય પૂર્વક સંકલ્પ ઉઠે છે, માટે સંકલ્પ રૂપ મન કરતાં બુદ્ધિ શ્રેષ્ટ છે. અને જે બુદ્ધિથી પણ પર તેના સાક્ષીરૂપે રહ્યોછે તે આત્મા છે. વિષય તથા ઇંદ્રિય આદીથી થનારા વિકારો બુદ્ધિનાજ વિકાર છે. બુદ્ધિનો સાક્ષી આત્મા વિકાર રહીતછે, માટે તેને બુદ્ધિથી શ્રેષ્ટ જાણીને તથા નિશ્ચયવાળી બુદ્ધિ વડે મનને નિશ્ચળ કરીને હે અર્જુન! કામ નામના જીતી નહિં શકાય એવા શત્રુનો નાશ કર. આવા પ્રકારે શ્રી ભગવાને અર્જુનને ઉપદેશ કર્યો. એમજ કોઈ એક ગુરૂએ પોતાના શિષ્યને ઉપદેશ કર્યો કે હે શિષ્ય પ્રથમ આ કામ ક્રોધાદિ જ્ઞાન સિદ્ધિ માટે ત્યાગવા યોગ્ય છે, અને જ્ઞાન સિદ્ધિનંતર પણ જીવન્મુક્તિ માટે ત્યાગવા યોગ્ય છે. શિષ્ય કહેછે હે ગુરૂ ? મને જીવન્મુક્તિ પ્રાપ્ત ન થશે તો નહીંજ વારનંતર દેહપાતનાનંતર વિદેહ મુક્તિનેતો પ્રાપ્ત થઇશ, ગુરૂ કહેછે:—જ્યારે તું આ લોકના તુચ્છ પદાર્થનો ભોગ કરવા માટે જીવન્મુક્તિનો અંગીકાર કરતો નથી, ત્યારે આ નિશ્ચય થાય છે કે તું સ્વર્ગાદિના પદાર્થનો ભોગ કરવા માટે વિદેહ મુક્તિનો પણ અંગીકાર નહિં કરશે. આ હેતુથી એવું પ્રતિત થાય છે કે, સ્વર્ગનીજ પ્રાપ્તી થવાથી પોતાને કૃતાર્થ માનીશ, તથા નિશ્ચયપૂર્વક ફરીથી તને જન્મ લેવો પડશે. જો કદાચિત તારા મનમાં એમ હશે કે ક્ષય ( દહાડે દહાડે પુન્યનો ક્ષય) ૧ અતિશય ( જેમ આ લોકમાં રંકથી રાજા પર્યંત તારતમ્યતા છે એમજ સ્વર્ગમાં વિમાન, ઐશ્વર્ય આદિની તારતમ્યતા છે. પોતાથી અધિક વિમાનવાળાને દેખી મનમાં આવેછે કે મેં જો એવું કર્મ કર્યું હોતતો મને આ ભોગ મળત. ) ૨ અને

સહાસ્ય પતન (જ્યારે સમસ્ત પુણ્યનો ક્ષય થાય છે ત્યારે પોતાની ડોકમાંની ફુલની માળ સુકાય તે વખતે પોતાને મૃત્યુલોક આદિમાં જવાની ઇચ્છા કરતો નથી; પરંતુ પેલી અપ્સરાઓ કે જેની સાથે પોતે ભોગવિલાસ આદિ કરતો હતો તે પગ પકડીને જેમ કુતરાને ફેંકેછે તેમ હેઠે ફેંકે છે.) ૩ આ ત્રણ દોષથી સ્વર્ગ લોકયુક્તછે, તે કારણથી તેનો ત્યાગ કરવો જોઈએ. તો વિચાર કરીને જુઓ કે આ ઇહ લોકના પદાર્થ અનેક દોષથી યુક્ત છે, શ્રી ભગવાન કહેછે કે, "આ શબ્દ સ્ત્રી આદિ ભોગ નિશ્ચયપૂર્વક દુઃખનું કારણ છે" એના નાશ આપત્તિ કાળમાં જે દુઃખ છે તે તો પ્રસિદ્ધજ છે. પરંતુ પ્રાપ્તિકાળમાં પણ સ્પર્દ્ધા, નિંદા, ભય આદિ દુઃખથી દુઃખરૂપજ છે. તે માટે તેમાં દોષ દૃષ્ટિ કરીને કેમ ત્યાગતો નથી? જ્યારે આ પદાર્થ ત્યાગવાની તારી શક્તિ નથી ત્યારે સ્વર્ગ લોકના પદાર્થ શી રીતે ત્યાગીશ? તારૂં આ ઇચ્છાપુર્વક આચરણ અનિષ્ટ છે. શ્રી સુરેશ્વરાચાર્યોએ વાર્ત્તિકમાં કહ્યુંછે કે "બુદ્ધ જે જ્ઞાતા તેને અદ્વૈત તત્વ જાણી જો યથેષ્ટાચરણ કરશેતો અશુચી (વિષ્ટા માંસાદિ) ભક્ષણ કરવા વાળું જે કુતરૂં તેમાં અને આ શાસ્ત્રમાં ના પાડેલું એવું ડુંગળી, લસણ, ગાજર આદિ પદાર્થ ખાવાવાળો, તથા વિહાર વેષ આદિ કરવાવાળો, તત્વદર્શી (બ્રહ્મજ્ઞાની) એ બેમાં ભેદ શું થયો. જ્યારે તેં ધર્મશાસ્ત્ર કર્મશાસ્ત્રની આજ્ઞા નહિ માનીને ઇચ્છાપૂર્વક આચરણ કર્યું ત્યારે તેને અશુચી ભક્ષણમાં શી રીતે દોષ પ્રતિત થશે? શિષ્ય કહેછે. મહારાજ મને એટલીજ વાતથી અનિષ્ટ સુચન થયું ત્યારે ગુરૂ તેને ઉપહાસપૂર્વક કહેછે કે—તત્વજ્ઞાન થવા પહેલાં કામ ક્રોધ આદિ કિંચીત દોષોએ તને ક્લેષિત કર્યો હતો? અને હવે જ્ઞાનોત્તર કાળમાં યથેષ્ટાચરણ કરવાથી સર્વ જગત નિંદા કરે છે, તે સહન કરતો જાતો તારો ક્લેષ દ્વિગુણીત થયો. ધન્ય તને!! તારો બોધ વૈભવતો ઘણોજ સરસ છે. એવો બોધ અમને પણ થયો નથી. શીષ્ય કહેછે—મહારાજ! ત્યારે હવે માહરે શું કરવું જોઇએ. ગુરૂ કહેછે કે—તું સર્વોત્કર્ષ કારણભૂત જ્ઞાનવાન છે તો કામ ક્રોધ આદિના ત્યાગ વિષે અશક્ત થઈ સર્વથી અધમ જે ભુંડ આદિ પ્રાણી તેની સમતાને યોગ્ય નહીં થા. તો કામ ક્રોધ આદિ રૂપ સકળ મ-

નોદોષના નાશથી સંપૂર્ણ જગતે ઇશ્વર જેવો પુજ્ય ( પૂજા કરવા યોગ્ય ) એવો થા. અને કામ્યાદિક ( કામના વિષય પુષ્પ, ચંદન, સ્ત્રી, ધન ) એના જે દોષ તેઓનું દેશ બુદ્ધિથી અવલોકન જેમાં છે એવા જે પ્રસિદ્ધ કામ ક્રોધ આદિ ત્યાગ હેતુ (કામ ક્રોધ આદિનો ત્યાગ કરવાનાં કારણો ) મોક્ષશાસ્ત્રમાં કહેલ છે તેનો શોધ કરીને દોષ દૃષ્ટિ કરીને કામ ક્રોધ આદિનો ત્યાગ કરી જીવન્મૂક્તિ સંપાદન કર. શિષ્ય કહેછે.—ગુરૂ, આ તમારી વાતનો મેં અંગિકાર કર્યો, કામ ક્રોધ આદિનો ત્યાગતો અવશ્ય કરીશ. પણ મનોરાજ્ય કરવામાં માહરી ક્ષતિતો નથી. ગુરૂ કહેછે—મનોરાજ્ય સમસ્ત દોષનું બીજ હોવાથી શ્રી ભગવાને ક્ષતિ કહી છે. સાંભળ તને બેસવાથી મનોરાજ્ય થયું. અમુક એક પદાર્થમાં અર્થાત સ્ત્રી આદિ પદાર્થમાં આ ગુણ છે. તે ગુણનું ધ્યાન કરવાથી તેની સાથે સુક્ષ્મ સંયોગ થયો. સંયોગ થવાથી તે પદાર્થની આશા વધી ગઈ. કામનારૂપી જે અગ્ની તે શાંત કરવા માટે જેની તે વસ્તુ છે તેની આગળ જઇશ. અને આ વસ્તુ મને કૃપા કરીને આપો એમ કહીશ. પેલાએ નહીં આપું એમ કહેવાથી તને ક્રોધ આવશેજ આવશે. તે વખતે આ વિચાર તને નહીં થશે કે આ અનર્થ માહરા મનોરાજ્યથી થયો. પણ તે નહીં આપું એમ કહેવાવાળા ગૃહસ્થને વિષે દોષ દેખી કહેવા લાગી શકે આ પાપિ કેવો અધર્માત્મા છે. સાધુ, બ્રાહ્મણ, બ્રહ્મચારી, સન્યાસીની આજ્ઞા માનતો નથી. ધન પોતાની છાતી ઉપર બાંધી જશે? તથા બોલવા લાયક નહીં એવા કઠોર નીચ શબ્દ તેને બોલીશ. મનમાં જે સંતાપ થાય છે તેનો તો અનુભવ તને છેજ ક્રોધના યોગથી કાર્ય અકાર્યનો જે વિવેક તેનો અભાવ થશે અને તે થવાથી જે માહરાથી શ્રવણ કર્યું હતું તથા શાસ્ત્રમાં જોયું હતું તે બધું ભૂલી જઇશ. ચેતના રૂપી બુદ્ધિનો નાશ થશે. અર્થાત્ ફરીથી સાવધ થવાની બુદ્ધિ નાશ પામશે. અને એમ થવાથી પોતાનું જે પુરૂષાર્થ તેથી ભ્રષ્ટ થઇશ. હવે વિચાર કર કે મનોરાજ્ય કરવાથી કેવો અનર્થ થાયછે. તે માટે હે શિષ્ય તથા વાંચવાવાળા વારંવાર વિચાર કરીને જુઓ કે મનોરાજ્ય કેટલો મોટો અનર્થ ઉત્પન્ન કરે છે. માટે

મનોરાજ્યને જીતો. મનોરાજ્ય કામનાને જીતવાથી જ્ઞાનદ્વારા મુક્ત થાય છે.

ઇતિ શ્રી મહાત્માનંદ સ્વામીજી કૃત્ય મોક્ષસુધા તરંગણી
નવમોતરંગ. સમાપ્ત.



## દશમો તરંગ.

પ્રથમ થોડાં એક સાધનો જીવન્મુક્તિનાં લખેલાં છે. પરંતુ હવે બિજાં કહુંછું તે સાંભળો. કે જેના અનુષ્ટાનથી કામાદિક મહા-શત્રુ જીતાય છે. આ સાધનો સાધકોને અભ્યાસ કરવાથી સિદ્ધ થાય છે. અને તે સિદ્ધ પુરૂષોમાં સ્વભાવિક હોય છે. જીવન્મુક્તિનાં પાંચ પ્રયોજનોછે. તેને પ્રથમ લખુંછું. ૧ જ્ઞાન રક્ષા ૨ તપ ૩ વિસંવાદનો અભાવ ૪ દુઃખનિ નિવૃત્તિ ૫ અને સુખનો આવિર્ભાવ એના અર્થ આમ છે:—જીવન્મુક્તિનો અભ્યાસ કરવાથી, શુક, રાઘવ, અસ્મદા-દિવત્, અકૃત ઉપાસકોને કદાચિત્ સંશયાદિનો ઉદય થવાની બીકથી જીવન્મુક્તિનો અભ્યાસ કરવો યોગ્ય છે. શ્રી ભગવાન કહેછે કે:— "સંશયાત્મા વિનશ્યતિ" સંશયાદિનો ઉદયને થવું તે જ્ઞાન રક્ષા, ચિત્તની એકાગ્રતા તેજ તપ, તેજ સર્વ ધર્મથી શ્રેષ્ટ છે. જ્ઞાનીનું તપ લોક સંગ્રહને માટે છે. શ્રી ભગવાન કહેછે કે "શ્રેષ્ટ પુરૂષ જેવું જેવું આચરણ કરે છે તેનુંજ બીજા કરે છે." સંગ્રહ ત્રણ પ્રકારનો છે. ૧ શિષ્ય ૨ ભક્ત ૩ તટસ્થ. ૧ શિષ્ય, ગુરૂનાં વેદ વિહિત આચરણ જોઇને શ્રદ્ધાવાન થઇને તેના વાક્યમાં વિશ્વાસ રાખીને મુક્ત થાયછે. ૨ ભક્ત, તેઓની પુજાદિ કરીને ઇચ્છિત ફળને પ્રાપ્ત થાય છે. "વિભૂતિની કામના વાળાઓએ જ્ઞાનીનું પુજન કરવું.[૧] જે જે લોકની મન થકી ભાવના કરશે અને જે જે કામનાની ઇચ્છા કરશે. તે તેજ લોકને અને તે તેજ કામનાને પ્રાપ્ત થશે," એવું શ્રુતિ વાક્ય છે. અને સ્મૃતિ પણ કહે છે કે, "જો એક બ્રંહ્મ જાણવા વાળો ભોજન કરશે

---

[૧] यंयंलोकंमनसासंविभातिविशुद्धसत्त्वः कामयतेयांश्चकामान् ॥ तंतं लोकंजायतेतांश्चकामांस्तस्मादात्मज्ञंत्वर्चयेद्भूतिकामः इतिश्रुतेः

તો સમસ્ત જગત તૃપ્ત થશે. માટે જે કંઈ આપવું યોગ્ય હોય તે બ્રહ્મ વેદીનેજ આપવું જોઇએ. ૨ તટસ્થ બે પ્રકારનો છે. ૧ સન્માર્ગી, ૨ અસન્માર્ગી, સન્માર્ગી, જ્ઞાનિ પુરૂષનાં આચરણ જોઇને પોતે પોતાનાં સદાચરણ થકી મુક્ત થશે. અસન્માર્ગી પુરૂષ જ્ઞાનીની દ્રષ્ટીથી સંપૂર્ણ પાપ થકી મુક્ત થશે. "જેની [1] અનુભવ પર્યંત બુદ્ધિ તત્વના વિષયમાં પ્રવૃત્ત થઇને રહી છે, તેની દૃષ્ટિગોચર જે જે થશે, એટલે કૃપા દૃષ્ટિથી જેને તે જોશે, તે સર્વે પાપ થકી મુક્ત થશે." એવું સ્મૃતિ વાક્ય છે. જે જ્ઞાનિને મન, વાણી, આદિથી દુઃખ દેશે, મનથી દ્વેષ કરશે, તેઓ જ્ઞાનીઓના પાપને ગ્રહણ કરશે. વેદ પણ એવુંજ કહેછે કે, "[2] સુહૃદ જ્ઞાનિના પૂણ્યને અને દ્વેષી જ્ઞાનિના પાપને ગ્રહણ કરશે." ૨ જે વખતે જ્ઞાનિની બહિર્મુખ વૃત્તિ હશે તે વખતે તેને કોઈ માણુસ દુર્વાક્ય બોલ્યા છતાં તે સાંભળીને, અને વૃથા કોઇએ માર્યા છતાં, ચિત્ત વૃત્તિમાં રાગદ્વેષનો ઉદય ન થવો, એનું નામ વિસંવાદનો અભાવ. ૩ સંસારીય વ્યવહારમાં અને ધન સંચયાદિમાં તથા મુક્તિ માટે શ્રવણાદિમાં અનેક પ્રકારનાં દુઃખોછે. પણ જીવન્મુક્તિના તે સર્વે દુઃખો નાશ પામે છે. "[3] જ્યારે આત્માને જાણતા હોય કે આજ હું છું. ત્યારે કોની ઇચ્છા કરીને અને કેઈ કામના માટે શરિરને દુઃખ દેશે." એવું શ્રુતિ વાક્ય છે. ૪ "પ્રત્યગ ભિન્ન આત્મ સ્વરૂપને વિષે સંસ્થાપિત અને પ્રત્યગ બ્રહ્મના ઐકટનો પ્રત્યક્ષ પ્રત્યય દેવા વાળો જે સમાધી તેના યોગ થકિ નિર્ધુતમલ (રજસ્તમો ગુણરહિત) એવું જેનું ચિત્ત છે, તેને સમાધી વિષે જે સુખ થાય છે, તેનું વાણીથી વર્ણન કરવું અશક્યછે. તો તે જે [4] શુદ્ધ ચિત્ત પુરૂષ તે સ્વરૂપ સુખને પોતાના શુદ્ધાંતઃકરણથીજ ગ્રહણ કરવામાં સમર્થછે." એવું શ્રુતિ વાક્યછે. જેમ, કોઈ સોળવરસની તરૂણીને અગીઆર

---

१ यस्यानुभवपर्यंतातत्त्वेबुद्धिःप्रवर्तते॥ तद्दृष्टगोचरासर्वेमुच्यंतेसर्वपातकैरितिस्मृतेः २ सुहृदःपुण्यकृत्यान्गृह्णान्ताद्विशतः पापकृत्यानगृह्णंती इतिश्रुतेः॥ ३ आत्मानंचेद्विजानीयादयमस्मीतिपुरुषः॥ किमिच्छन्कस्यकामायशरीरमनसञ्ज्वरेत इतिश्रुते : ४ समाधिनिर्धूतमलस्यचैतसोनिवेशितस्यात्मनियत्सुखंभवेत् नशक्यतेवर्णयितुगिरातदा स्वयंतदंतः करणेनगृह्यते इतिश्रुते :

વરસની કન્યા પુછેછે કે "બ્હેન, તું સાસરે ગઈ હતી ત્યાં તુંને પતિના સંગમાં શું સુખ થયું ? જેમ તે તરૂણી પેલા આનંદનો અનુભવ કરતી છતી, તે કન્યાને કમ સમજ જાણીને તે દાંત ક્હાડી ચૂપ થઇને રહેછે; એમજ જ્ઞાની બીજાને કમ સમજ જાણી મૌન્ય ધારણ કરીને રહેછે. આ સુખાવિભવી જીવન્મુક્તિનું પાંચમું પ્રયોજન છે.

અષ્ટાંગ યોગ જીવન્મુક્તિ પ્રાપ્ત થવાનું એક સાધન કહેવાય છે. તેને પણ સંક્ષેપથી કહું છઉં:—યોગનાં આઠ અંગછે ૧ યમ ૨ નિયમ ૩ આસન ૪ પ્રાણાયામ ૫ પ્રત્યાહાર ૬ ધારણા ૭ ધ્યાન અને ૮ સમાધી એના અર્થ પાતંજલ શાસ્ત્રમાં જોવાથી ઉત્તમ પ્રકારે ધ્યાનમાં આવશે. એનો અર્થ અહીં ન લખવાનું કારણ એજછે કે, તે સંપ્રદાય લોપ પામ્યો છે. અને ગુરૂ સંન્નિધી વિના તે સિદ્ધ થઈ શકતો નથી, જેને, તે સંપ્રદાયના ગુરૂ મળશે, તેનો યોગ કરવો હોય તો પાતંજલ શાસ્ત્રથી એનો અર્થ જાણી લેવો. પરંતુ આ યોગ વૈશેશિકાદિવત્ અવૈદીક હોવાથી શ્રીમંત શંકર ભગવાન ભાષ્યકારાદિ આચાર્યોને માન્ય નથી. માટે રાજ્યોગાનુસાર એઓના અર્થ લખું છઉં:—દેહાદીમાં વિરક્તી તે યમ. ૧ સ્વાત્મ તત્વમાં અનુરક્તિ તે નિયમ ૨ જેમાં સુખ પુર્વક બ્રંહ્મ તત્વનું ચિંતન થાય, તેજ આસન. પદ્માસનાદિ આસનો મંદ બુદ્ધિવાળાઓ માટેછે. ૩ સ્વાસો સ્વાસમાં "સોહં સોહં" એવા જે શબ્દ થાય છે, તેના જે અર્થ તેમાં ચીત્ત સ્થિર કરવું અર્થાત્ "હુંજ બ્રંહ્મ છઉં" એવો નિશ્ચય કરવો તે પ્રાણાયામ. ૪ શ્રોત્રાદી ઇંદ્રિયોને શબ્દાદિ વિષયો થકી રોકવું તે પ્રત્યાહાર ૫ વિષયો થકી બુદ્ધિને વિમુખ કરવું તે ધારણા ૬ જ્યાં જ્યાં બુદ્ધિ જાશે તે તે બ્રંહ્મ મય દેખવું. "દૃષ્ટિ બ્રંહ્મ મયી કરીને સર્વ જગત બ્રંહ્મ મય દેખવું." આજ દૃષ્ટિ શ્રેષ્ટ છે. અથવા દૃષ્ટા દર્શન અને દૃષ્ય એઓનો જ્યાં વિરામ હશે ત્યાંજ દૃષ્ટિ રાખવી તે ધ્યાન, નાસાગ્રાવલોકન તો છોકરાંઓ માટે છે. ૭ "હું અસંગ સચ્ચિદાનંદ પરીપૂર્ણ નીરવય એક રસ છઉં" એવા પ્રકારે ચીત્તનું સમાધાન કરવું તે સમાધી ૮ તે બે પ્રકારની છે. સવિકલ્પ ૧ નિર્વીકલ્પ ૨ ત્રિપુટી સહીત તે સવિકલ્પ અને ત્રીપુટી રહીત તે નીર્વીકલ્પ સમાધી કરવાને વખતે ચાર પ્રકારનાં વિઘ્નો થાય છે. લય એટલે નીદ્રા

આવવી. ૧ વિક્ષેપ એટલે વારંવાર વિષયનું અનુસંધાન થવું ૨ કષાય એટલે ચીત્ત વિષય થકી પાછું ફરવું, પણ સ્વરૂપને વિષે ન જવું. વચલી વૃત્તિનું નામ કશાય એનેજ સાબ્ધિ ભાવ પણ કહેછે ૩ રસાસ્વાદ એટલે સમાધીના આરંભમાં સવિકલ્પનો આનંદ થાય કે, "હું એવા આનંદ સ્વરૂપ પરીપુર્ણ છઉં; એવું ચીંતન થવું તે રસાસ્વાદ. ૪

પ્રાણાયામ આસનાદી વિષયોમાં દોષ દૃષ્ટી આદી કરીને લય વિક્ષેપાદીને જીતવું જોઈએ. વશિષ્ટ કહે છે કે "ચિત્ત નાશ કરવાના બે માર્ગ છે એક જ્ઞાન ૧ બીજો યોગ ૨ "આ બે માર્ગ શ્રી ભગવાને ગીતામાં કહેલા છે. દેહાદીથી પર જે આત્મા તેને જાણવું, એટલે "અસંગ નિત્ય મુક્ત છઉં," એ નિશ્ચય કરવો તે જ્ઞાન ૧ અને ચિત્તવૃત્તિનો નિરોધ કરવો તે યોગ ૨ વશિષ્ટજીએ ચિત્ત વૃત્તિનો નિરોધ કરવાની રીતના ચાર પ્રકાર કહ્યા છે. સર્વ કાળ વેદાંત શાસ્ત્રનું શ્રવણ, પઠન, અને તેનો વિચાર ૧ બ્રહ્મનીષ્ઠોનો સંગ ૨ સમસ્ત વાસનાનો ત્યાગ ૩ અને અષ્ટાંગ યોગ ૪ ઉત્તમ અધિકારીને માટે પ્રથમનું સાધન શ્રેષ્ટ છે. જો ત્યાં ચિત્ત નિરોધ ન થશે તો ઉત્તરોત્તર બીજા છે.

ચિત્ત નિરોધનો પ્રકાર "આત્મ સંયમન" ના નામથી જે ગીતામાં શ્રી કૃષ્ણજીએ અર્જુનને કહેલો છે, તે પણ સંક્ષેપથી લખું છઉં:—યોગી મન સમાહિત કરીને એકલો એકાંતમાં બેસીને સારે પ્રકારે જીતેલું છે, એટલે વશ કરેલું છે, ઇંદ્રિય, મનાદિ, જેને; તે નિરાકાંક્ષ થઇને એટલે શરીરના નિર્વાહથી વધારે ભોજન વસ્ત્રાદિ સામગ્રીનો ત્યાગ કરીને, પવિત્ર દેશમાં શુદ્ધ ભોંય ઉપર આસન કરી તે આસન અતિ ઉંચું પણ નહીં, તેમ અતિ નીચું પણ નહીં. જોઇએ, તેમાં સહુની નીચે દર્ભ, તેની ઉપર મૃગચર્મ, તથા તેની ઉપર વસ્ત્ર પાથરી, મન એકાગ્ર કરીને વશ કરેલી છે, ચિત્ત ઇંદ્રિયાદિની ક્રિયા જેને; એવા તે ઉપર બેસી ચિત્ત શાંત થવા સારૂ અભ્યાસ કરવો. ચિત્ત એકાગ્ર કરવામાં દેહાદિની ધારણા અતિ ઉપયોગી છે. માટે તે પણ કહું છઉં:—કેડ, માથું, ડોક એ સઘળાં મુળાધારથી તે મસ્તક સુધીના અંગોને સીદ્ધાં તથા નિશ્ચળ રાખીને પોતાની ના-

કની ડાંડી તરફ દૃષ્ટિ રાખી, એટલે અર્ધ ઉઘાડી આંખો રાખીને, પૂર્વ પશ્ચિમાદિ દીશાઓ પ્રત નજર નહીં રાખી, નિર્ભયતા છે જેને એવા તથા બ્રહ્મચર્ય વ્રત ( અષ્ટાંગ મૈથુનનો ત્યાગ ) ધારણ કરીને આત્મા વિષે ચિત્ત છે, જેતું અને આત્માજછે, પરમ પુરૂષાર્થ જેના એવા પ્રકારે યુક્ત થઈ બેસવું. શ્રી ભગવાન કહેછે કે, "ઉપર કહેલી રીતી પ્રમાણે સર્વદા મન સમાહિત કરીને અંતઃકરણનો નિરોધ કરેલો છે જેને, એવા તે યોગી પરમ શાંતીને પ્રાપ્ત થાય છે. અતિ ભોજન કરનારાથી તેમ તદન નહીં ભોજન કરનારાથી, અત્યંત સુવાના સ્વભાવ વાળાથી, તથા તદન જાગનારાથી આ યોગનો અભ્યાસ થઈ શકતો નથી." તાત્પર્ય "નિયમિત આહાર વિહાર કરનારાથી; કામકાજમાં નીયમિત વ્યાપાર કરનારાથી, નીયમિત સુનારાથી, તથા નિયમિત જાગનારાથી દુઃખ મટાડનારો આ યોગ સિદ્ધ થશે." કયે વખતે આ યોગ સિદ્ધ થશે ? એ અપેક્ષામાં કહેછે કે, "જ્યારે નિયમમાં લાવેલું ચિત્ત આત્માને વિષેજ સ્થિરપણે રહેછે તથા આ લોક પરલોકના ભોગને માટે ઇચ્છા થતી નથી, ત્યારે યોગ સિદ્ધ થયો એમ જાણવું. જેમ પવન વગરની જગ્યામાં રહેલો દીપ એક રસ પ્રકાશ કરે છે, ને હાલતો નથી. તેમજ જીતેલું ચિત્ત પ્રકાશ કરેછે, અને નિષ્કંપતા રૂપથી રહેછે, જે અવસ્થામાં યોગાભ્યાસવડે રોકેલું ચિત્ત સંસારી વિષયથી ઉપરામ પામશે, અને જે અવસ્થામાં શુદ્ધ મનવડે આત્માનેજ દેખે, તથા આત્માને વિષેજ સંતોષ પામે, તે અવસ્થામાંજ નિરતિશય સુખનો અનુભવ થાશે. તે અવસ્થામાં રહેલા આત્મ સ્વરૂપથી ચલાયમાન થતો નથી, તે સુખના લાભથી અપર જે બ્રહ્મ લોકાદિનું સુખ તે શ્રેષ્ટ માનતો નથી. તે અવસ્થામાં રહેલાં મોટાં દુઃખથી પણ ચલાયમાન થતો નથી. (પરાભવ પામતો નથી.) તે અવસ્થા કે જેમાં દુઃખના સ્પર્શ માત્રનો પણ વિયોગ છે. અર્થાત જે અવસ્થામાં દુઃખના સંબંધનો લેશ નથી. તેને યોગ જાણવો. તે આચાર્ય તથા શાસ્ત્રથી જાણીને અવસ્ય અભ્યાસવડે સંપાદન કરવો જોઇએ. દુઃખ બુદ્ધિથી અભ્યાસની જે શિથલતા તે ત્યાગવી જોઇએ. આ સ્થલમાં ટિટોડીના પુરૂષાર્થનું સ્મરણ કરવું. અથવા જેમ દૃઢ નિશ્ચયવાન પુરૂષ સંકલ્પ કરેછે કે "કુશાગ્રથી જેટલું જળ ઉપડશે

તેટલુંજ જળ વારંવાર ઉપાડીને હું સમુદ્ર સુકાવી નાખીશ." એમજ દૃઢ સંકલ્પ ચિત્ત નિરોધ માટે કરવો. સંકલ્પથી થનારી, યોગને પ્રતિકુલ સઘળી વાસના સહીત ઇચ્છાઓને તજીને વિષયોમાં દોષ દૃષ્ટિ કરનારા મનવડેજ ચોતરફ પ્રસરતા ઇંદ્રિયના સમુહને નિયમમાં રાખીને ધારણાવડે વશ કરેલી બુદ્ધિએ કરીને,મનને આત્માને વિષેજ નિશ્ચલ કરીને, ધીરે ધીરે ઉપરામ પામવું. સાહસથી પૂર્વાવસ્થાના વ્યવહારનો ત્યાગ ન કરવો. આત્માને વિષેજ ઉત્તમ પ્રકારે મનને સ્થીર કરીને, પછી કંઈ પણ ચીંતવવું નહીં. રજોગુણથી મન જો કદાચિત્ પૂર્વાભ્યાસમાં પ્રવૃત્ત થશે, તો પ્રત્યાહારથી અર્થાત જે જે વિષયમાં મન જાશે ત્યાં ત્યાંથી રોધીને મન વશ કરવું. અર્થાત આત્માને વિષે સ્થિર કરવું. આ પ્રકારે અભ્યાસ કરવાથી જેનો રજોગુણ નાશ પામ્યો છે, તેનેજ યોગ સુખ પ્રાપ્ત થાયછે. જેનો રજોગુણ શાંત થયો છે. જે નિષ્પાપ છે અને જે બ્રંહ્મ રૂપ થયો છે, એવા યોગીને સમાધિ જન્ય સુખ એની મેળે પ્રાપ્ત થાય છે. આ પ્રકારે સદા મનને વશ કરતો એવો સર્વ પાપ રહિત યોગી શ્રમ વગર અવિદ્યાનો નાશ કરનાર બ્રંહ્મના અપરોક્ષ જ્ઞાન રૂપ સર્વોત્તમ સુખને પામે છે. એટલે કૃતાર્થ થાયછે. આ યોગાભ્યાસવડે એકાગ્રચિત્તવાળો તથા સર્વમાં બ્રંહ્મદૃષ્ટિ કરનારો પુરૂષ, અવિદ્યાથી થએલાં શરીર આદિએ કરેલા પરિચ્છેદ (વિભાગ) રહિત પોતાના સ્વરૂપને બ્રંહ્માથી તે સ્થાવર પર્યંત ભૂતોને વિષે દેખે છે. તથા સર્વે ભૂતોને પોતા રૂપેજ દેખેછે. મને જે સર્વત્ર દેખેછે, તેને હું સર્વ કાળ અપરોક્ષ છઉં. તે મારાથી પૃથક નથી. ભૂત પ્રાણી માત્રમાં રહેલા મને અભેદ બુદ્ધિથી જે ભજેછે, તે જ્ઞાની હોવાથી સર્વ કર્મોને ત્યાગ કરતા છતાં પણ મારે વિષે છે એટલે મોક્ષ પામે છે, ભ્રષ્ટ થતો નથી, જેમ પોતાને સુખ પ્રિય અને દુઃખ અપ્રિય છે. બીજાને પણ તેમજ હોય. એમ પોતાને બરાબર જાણનારો જે યોગિ હોય છે, તે સર્વને સુખજ ઇચ્છે છે. પણ કોઈને દુઃખ થાય એમ ઇચ્છતો નથી. એવા પુરૂષ મને અતિ માન્ય છે." ઉપર જેતું સ્વરૂપ કહેલું છે, તે યોગ બનવો અશક્ય છે. એમ માની અર્જુન પુછેછે "હે મધુસુદન! મનનો લય તથા તેની ચંચળતા ન થવા દેતાં કેવળ તેને આત્માને આકારે રા-

ખવાથી થતો જે તમે સમાધિ યોગ કહ્યો તેની મનચંચળ હોવાથી લાંબા કાળસુધી સ્થિતિ રહે એમ હું ધારતો નથી. હે કૃષ્ણ! મન, ચપળ, શરીર તથા ઇંદ્રિયોને વિકાર પમાડનારૂં, બળવાન એટલે વિચારવડે પણ જીતી ન શકાય એવું તથા (વિષયવાસનાઓથી બંધાએલું હોવાથી) વજ્ર જેવું બળવાન છે, માટે જેમ આકાશમાં પહોંચતા વાયુને ઘડામાં રૂંધી રાખવો, એ જેવું અશક્ય છે; તેમજ એ મનનો નિગ્રહ કોઈ પણ પ્રકારે ન બની શકે તેવો છે." અર્જુને કહેલા મનની ચંચળતા આદિ દોષોને અંગીકાર કરી તેના જયનો ઉપાય ભગવાન કહે છે કે,—"હે અર્જુન! ચંચળતા આદિ દોષોને લીધે મનનો નિરોધ થવો અશક્ય છે, એમ જે તું કહે છે, એ વાતમાં કંઈ પણ સંશય નથી. તો પણ વિષયોનું ચિંતન નહીં કરતાં અભ્યાસવડે એટલે વારંવાર બ્રહ્માકાર વૃત્તિનું આવર્ત્તન કરવાથી, તથા વિષયોમાંથી તૃષ્ણા મટવાથી, મનનો નિગ્રહ થાય છે. અંતઃકરણની વૃત્તિઓનું સુક્ષ્મ થવું તે મનનો નિગ્રહ અભ્યાસવઢે મનનો લય બંધ પડવાથી તથા વૈરાગ્યવડે મનનો વિક્ષેપ મટવાથી વૃત્તિ રહિત થએલું મન પરમાત્માના આકારમાં રહેછે, યોગ શાસ્ત્રમાં કહ્યુંછે કે, "વૃત્તિ રહિત મનની જે બ્રંહ્માકાર સ્થિતિ તે અસંપ્રજ્ઞાત સમાધિ કહેવાય છે." પૂર્વે જેનો પ્રકાર કહયો છે એવા અભ્યાસ અને વૈરાગ્ય વડે જેણે ચિત્તને વશ કર્યું નથી, તેવા પુરૂષને આ સમાધિયોગ મળવો અશકયછે. પણ જેણે અભ્યાસ તથા વૈરાગ્યવડે મન વશ કર્યું છે, તથા ફરી તેજ ઉપાયવડે જે પ્રયત્ન કર્યા કરે છે, તે પુરૂષથી એ યોગ પ્રાપ્ત થઈ શકે છે." અર્જુન પુછે છે—"હે કૃષ્ણ! કોઈ પુરૂષ શ્રદ્ધા સહિત પ્રથમ યોગ તરફ પ્રવર્ત્યો, પણ પાછળથી તેનો અભ્યાસ શિથિલ થયો, તથા ચિત્ત યોગાભ્યાસથી ચળીને વિષય તરફ વળ્યું, અર્થાત્ તેનો વૈરાગ્ય મંદ થઈ ગયો, હવે આ પુરૂષને અભ્યાસ તથા વૈરાગ્યના શિથિલ પણાને લીધે યોગનું ફળ જ્ઞાનતો પ્રાપ્ત થતું નથી; ત્યારે તે શી ગતિને પામશે? નિત્ય નૈમિત્તિક કર્મોને ઇશ્વરને અર્પણ કર્યાં છે, તથા કામ્યં કર્મો તો કર્યાંજ નથી માટે તે પુરૂષ સ્વર્ગાદિ ફળને પામતો નથી, તથા યોગ સિદ્ધ ન થવાથી તેનું ફળ મોક્ષ પણ પામતો નથી, એ રીતે બેયથી ભ્રષ્ટ થએલો

આશ્રય રહિત, તથા બ્રહ્મ પ્રાપ્તિના ઉપાય રૂપ માર્ગને વિષે મૂઢ એટલે, તેથી અજાણ્યો હોય છે, તેથી તે જેમ એક વાદળાંથી છુટું પડેલું વાદળું બીજાં વાદળાંમાં મળ્યા વિનાજ મધ્યમાંજ લય થઈ જાય છે, તેમ તેનો નાશ તો નથી થઈ જાતો? હે કૃષ્ણ! એ મને મોટો સંદેહ છે. તે સંદેહ છે. તે સંદેહ જરા પણ ન રહે તેમ કાપિ નાખવાને આપજ યોગ્ય છો. એ સંશયનો ટાળનાર આપ વિના બીજો કોઈ પણ સંભવતો નથી" એમ સાંભળી શ્રી ભગવાન કહે કે "હે પાર્થ તેનો આ લોકમાં તથા પરલોકમાં નાશ એટલે ઉભય ભ્રષ્ટ થવાથી પતિતપણું કે નરક પ્રાપ્તિ નથી; કારણ કે કલ્યાણ કરનારો કોઈ પણ માઠી ગતીને પામતો નથી." ત્યારે તે શેને પામે છે એમ અર્જુનની શંકા સાંભળી શ્રીભગવાન કહેછે કે "પુન્ય કરનારા એટલે અશ્વમેધ આદિ યજ્ઞ કરનારાને જે લોક પ્રાપ્ત થાય છે, તે લોકને પામીને ત્યાં ઘણાં વર્ષો રહી, ત્યાંનું સુખ ભોગવીને સદાચારવાળા ધનાઢ્યને ઘેર તે યોગ ભ્રષ્ટ પુરૂપ અવતાર લેછે." જેણે થોડા વખત યોગાભ્યાસ કર્યો હોય, તેની ગતી કહી. હવે લાંબો વખત સુધી અભ્યાસ કર્યો હોય, અને સાક્ષાત્કાર થવાને કિંચિત વાર હોય, તેની ગતિ કહેછે કે, "તે બુદ્ધિવાન બ્રહ્મનિષ્ટ યોગીઓનાજ કુળમાં જન્મ લે છે. આવો અવતાર મોક્ષનું કારણ હોવાથી આ લોકમાં દુર્લભ છે. ઉપર કહેલા બે પ્રકારના જન્મમાં પૂર્વ જન્મમાં થએલા બ્રહ્મજ્ઞાનનિ સાથે જોડાય છે. માટે મોક્ષને અર્થે અધિક પ્રયત્ન કરે છે. કેમકે કોઈ અંતરાયને લીધે પોતે ઇચ્છતો નથી, તોપણ એ પૂર્વે કરેલો અભ્યાસ તેને વિષયથી પાછો વાળી બ્રહ્મનિષ્ટ કરેછે. યોગનું સ્વરૂપ પ્રાપ્ત થયું ન હોય, તો પણ માત્ર યોગના સ્વરૂપને જાણવાની ઇચ્છા થતાંજ પાપને લીધે યોગ ભ્રષ્ટ થએલો પુરૂષ વેદને ઓળંગી જાય છે. અર્થાત્ વેદમાં કહેલાં કર્મોનાં ફળ સ્વર્ગઆદિ ઓળંગીને, તેથી અધિક ફળ પામી અંતે મુક્તિ પામે છે. જ્યારે એવી રીતે થોડો શ્રમ કરનાર યોગી પરમગતિ (મોક્ષ)ને પામેછે;ત્યારે જે યોગી યોગને વિષે ઉત્તરોત્તર અધિક યત્ન કરેછે; તથા જેનું પાપ યોગીની સેવા વડેજ નાશ પામ્યું છે, તે યોગી, અનેક જન્મોને વિષે

વૃદ્ધિ પામેલા યોગવડે યથાર્થ સાક્ષાત્કાર વાન થયા પછી શ્રેષ્ટ ગતિ પામે છે, તેમાં તો શુંજ કહેવું.

હવે અન્ય પ્રકારના વિષયોમાં દોષ દૃષ્ટિ પૂર્વક જીવન્મુક્તિનાં સાધનો સાંભળોઃ—સંસારી જન્મ બે વસ્તુને શ્રેષ્ટ ગણે છે ૧ ધન ૨ સ્ત્રી. આ વાત પ્રસિદ્ધ છે કે ચોરી. હિંસા, જુઠું, દંભ, કામ, ક્રોધ, ગર્વ, મદ, ભેદ, વૈર, અવિશ્વાસ, સ્પર્ધા, અસૂયા, નિંદા, છળ આદિ દોષ થકી ધન સિદ્ધ થાય છે, એટલે પ્રાપ્ત થાયછે. અને તે પ્રાપ્ત કરવામાં પરદેશમાં રહેવું. નિચની સેવા કરવી, પરાધિનતા આદિ તથા રક્ષણ કરવામાં ચોર, યમરાજા આદિની બિક, અને ખર્ચ કરવામાં ઓછું થવાનું દુઃખ, તથા નાશ થવામાં જે દુઃખ છે, તે કલમથી લખવું અશક્ય છે. બધાઓને આ વાતનો અનુભવ છેજ છે. તાત્પર્ય જેના આદિ, મધ્ય અને અંતમાં કલેશજ કલેશછે. તેથી એવા દુઃખનું કારણ જે દ્રવ્ય તેને ધિક્કાર છે. પ્રાકૃત જન ધનથીજ સ્ત્રિ, મદિરાપાન, માંસભક્ષણ, દ્યુત, રાગ, દ્વેષ, અભિનિવેશ, અહંકાર આદિ એવા એવા આ લોકમાં અનર્થ કરીને નર્કના માર્ગની સામગ્રી પ્રાપ્ત કરી લેછે. તે વ્યવસ્થા ક્યાં સુધી લખવી તાત્પર્ય સમસ્ત પાતક ધનથીજ ઉત્પન્ન થાય છે, આ પાપી ધન વિદ્વાન વિચારવાન થકી પણ અનર્થ કરાવે છે. આ વાત સિદ્ધ કરવામાં શ્રુતિ, સ્મૃતિ, ઇ-તિહાસ અને યુક્તિ આદિ ઘણાં પ્રમાણો છે. શાસ્ત્રમાં ધન ત્યાગનું મોટુંજ મહાત્મ લખ્યું છે. સંસારરૂપી સમુદ્રમાં કાંતા તથા કાંચન એ બે મોટાં વમળ છે, અને એમાં આ ત્રણભૂવનનો ફરી રહ્યાં છે. આ બેયથી જે વિરક્ત તે મનુષ્ય નથી તો પરમેશ્વરજ જાણવો.

ચાંડાળના ખોરડામાં મળમુત્રાદિ પડેલાં, તથા આ ખોરડું ચાં-ડાળનુંજ છે, એમ જણાવવા માટે બારણા ઉપર હાડકાં રાખેલાં હોય છે. અસ્તિના થાંભલા ચર્મના દોરડાથી બાંધેલા, અને ખોરડા ઉપર ચામડું પડેલું હોય છે. જ્યારે તે ઘરની આ વ્યવસ્થાછે ત્યારે તે ઘરની જે ખાળ કે જેમાંથી તે ઘરનો સર્વ મળ વહેછે તેને શી ઉપમા આપવી? સ્ત્રી પણ એવીજ છે. જેનું શરીર ઘરવત્ તેમાં મળ મુત્રાદિ રહેછે, એતો પ્રસિદ્ધજ છે, મુખ દ્વારવત્ દાંત હાડકાવત, હાથ પગ અસ્તિ સ્તંભવત્ નાડીઓથી વિંટાએલ છે. શરિર ઉપર

એમેજ છે કે બીજુ ? મોરીવત્ તે શરીરના મળમુત્ર ત્યાગવાંના ર- સ્તાઓ છે. ત્યારે હે વાંચક ! તે ઉપરથી જોઇને આ મૂર્ખ જીવ વિ- ચાર ન કરતાં છતાં કેવા આનંદિત થાય છે! વૃથા નર્કવત્ ખાળમાં ડૂબે છે. આથિ બીજો નર્ક તે કેવો ! અને જો તમે એમ કહેશો કે "અમને આ દોષ પ્રતિત થાતા નથી" તો ઠીક છે, એવા જીવ કે જેને વિષ્ટા તથા શબવત્ જે સ્ત્રી શરીર તેમાં દોષનું સ્ફુરણુ થાતું નથી. તથા તે માટે અનેક ઉપાય કરે છે. પ્રાપ્ત સમયમાં પોતાને કૃત્ય કૃત્ય માને છે. મારી દ્રષ્ટિમાં તેતો જીવજછે. એમ ન માનવું કે ભુંડ, કુતરાં આદિ એવાંજ હોય છે, ઘણા ખરા મનુષ્યોપણુ એજ રીતે વર્તે છે. ત્યારે હવે વિચાર દ્રષ્ટિથી જુઓ કે મનુષ્ય અને પશુ એમાં ભેદ તે કયો ? ઘણીં જગ્યાએ આ પ્રસંગ લખેલો છે. એથી વધુ શું કલમ ચલાવીએ. વિદ્વાન જીવન્મુકતેચ્છુએ આ પ્રકારે વિષ- યોમાં દોષ દૃષ્ટિ આદિ કરી તેઓનો સંગ ત્યાગવો જોઇએ; અને તેજ ચાંડાળ ગૃહનો પોતા ઉપર દ્રષ્ટાંત તપાસવો. અર્થાત્ "હુંજ ઘર." એવો અધ્યાસ ત્યાં ચાંડાળ પણ કરતો નથી. "મારૂં ખોરડું" એવો અધ્યાસ કરવાથી તેતો ચાંડાળ છે, જેઓ દેહને માનેછે કે "હુંજદેહ" અર્થાત બ્રાહ્મણ, ક્ષત્રિય આદિવર્ણ. બ્રહ્મચારી, આશ્રમી, પંડિત શ્રી માન છીએ. વિચારથી જુઓ કે આ દેહ ચાંડાળ ગ્રહવત્ નથી? ત્યારે દેહને આવી રીતે માન્યો કે "હુંજ દેહ." ત્યારે એવું માનવા વાળાને શું બોલવું જોઈએ? તાત્પર્ય એવા એવા વિચારથી દેહને વિષે જે અધ્યાસ છે. તેનો ત્યાગ કરવો જોઇએ. અધ્યાસ એટલે ભ્રમથી અન્ય વિષે અન્યની પ્રતિતી.

વાસના બે પ્રકારની છે. ૧ શુદ્ધા ૨ મળીના બીજુ મુક્તિ માટે શાસ્ત્ર વિહીત અનુષ્ટાન કરવાની, તથા શ્રવણાદિની વાસના શુદ્ધ ૧ ભોગ વાસના તથા સંસારમાં પ્રસીદ્ધ થવું એ મલિના ૨ શુદ્ધવાસના મુક્તિનો હેતુ છે, અને મળીન વાસના જન્માદિનો હેતુ છે. દેહયાત્રા માટે ભિક્ષાટન આદિનો પ્રયત્ન કરવો. આ જ્ઞાનીઓની વાસના બંધનો હેતુ નથી. કારણ કે શ્રીભગવાન કહેછે કે "શરિરના નિર્વાહને માટે માત્ર ઉપયોગી ભિક્ષાટન આદિ કર્મો કરતાં છતાં તે જ્ઞાનિ દોષને પામતો નથી. જ્ઞાનીએ શરિર યાત્રા સીવાયની, બીજી વાસનાઓ ત્યા-

ગવી, ત્રણ વાસના મહાદુઃથી ત્યાગવામાં આવે છે. ૧ દેહ વાસના. ૨ લોકવાસના. ૩ શાસ્ત્ર વાસના. શરીર પુષ્ટ કરી ચંદનાદિનો લેપ કરવો, અને ઇચ્છા રાખવી કે, " આ સદા આરોગ્ય રહેવું જોઇએ," આ દેહવાસના ૧ એમ ઇચ્છા રાખવી કે "મને જગમાં બધાઓએ ભલો કહેવો," આ લોક વાસના ૨ અને શાસ્ત્ર વાસના એટલે "આ શાસ્ત્રમાં શું શું છે." ૧ અને બીજી "કર્મ, જપ યજ્ઞ આદિ હું કરીશ શાસ્ત્રોક્ત વર્તિશ ૨ આ ઇચ્છા રાખવી તે શાસ્ત્રવાસના ૨ આ ત્રણ વાસનાઓથી યુક્ત જે પુરૂષ તેને જ્ઞાનની સારે પ્રકારે પ્રાપ્તિ થતીજ નથી. તાત્પર્ય આ ત્રણ વાસનાઓ કોઇની પણ પુર્ણ થઈ નથી અને ન થશે. યુક્તિ પુરઃસર વિચાર કરીને જુઓ અ-થવા ગુરૂશાસ્ત્રથી નિશ્ચય કરજો, અને આજે બે પ્રકાર એક મનો નાશ વાસના ક્ષય ૧ અને બીજો સરવદા વેદાંત શાસ્ત્રનું શ્રવણાદિ કરવું ૨ એઓના અવિરોધ સાંભળોઃ—જેને સંશય વિપર્યય રહીત સારે પ્રકારે જ્ઞાન થયું છે તેને તો મનોનાશ વાસના ક્ષય મુખ્ય અને શ્રવણાદિ ગુણછે. તથા જેને સારા પ્રકારે જ્ઞાન થયું નથી સંશય વિપર્ય છે. તેને શ્રવણાદિનું મુખ્ય અને મનોનાશ વાસના ક્ષય ગોણ છે.

હવે મનોનાશ વાસના ક્ષયનાં સાધન લખું છઉંઃ—યોગવાશિ-ષ્ટમાં કહ્યું છે કે "જે જાગૃત છતાં સુષુપ્તિવત્ રહેશે, અને જેની જા-ગૃદાવસ્થા નિર્વસન હશે, તે જીવન્મુક્ત છે." શ્રી ભગવાન પણ કહેછે કે "જ્ઞાનિએ સદા સંતુષ્ટ રહેવું. મનઆદિને વશ કરવું. મૌન્ય રાખવું. (મૌન્ય એટલે અનાત્મ પ્રતિપાદક શબ્દો તથા વ્યવહારીક તુચ્છ વી-ષયોનું ભાષણ તથા વિવેચન નહીં કરવું) અને "હું અસંગ છઉં." એવો દૃઢ નિશ્ચય રાખવો જેની મનબુદ્ધિ આત્માને વીષે અર્પિ છે, જેને જનથી, અને જનને જેનાથી ઉદ્વેગ થતો નથી તે ભક્ત મને પ્રિય છે" ભક્ત સ્થિત પ્રજ્ઞ ગુણાતીત શબ્દથી ઘણા પ્રકારનાં શ્રી ભગવાને જીવન્મુક્તનાં લક્ષણ કહેલાં છે. નિસ્પૃહ કંઈજ આરંભ નથી, જેનો, ન નમસ્કાર કરવો કે લેવો, ન કોઇની નિંદા સ્તુતિ કરવી, સમર્થ થતું ન થતું, મિથ્યા જાણીને કર્મનો ત્યાગ કરવો, ઘણા પુરૂષોથી સર્પવત, સન્માનથી નર્કવત, સ્ત્રીથી દુર રહેવું, જેમ સ્વપ્નમાં

પ્રપંચ પ્રતિત થાય છે, તેમજ જાગૃતના પ્રપંચનો નિશ્ચય કરવો, જેમ બાજીગરે બનાવેલા પદાર્થમાં વાસના રહેતી નથી તેમજ આ પદાર્થને જાણી વાસના ન રાખવી, "હું અસંગ છઉં" એમ જાણુવાથી, અને સંસારનો મિથ્યા ભાવ નીશ્ચય કરવાથી, તથા શરીર ક્ષણભંગુર જાણુવાથી વાસનાઓ ઉદય પામતી નથી. જેનું મન નીર્વાસન છે, તેને કર્મ તથા કર્મનું ફળ સ્વર્ગઆદી મનનું સમાધાન કરવું. જપ કરવું આદીની અપેક્ષા નથી, "આત્માનંદ શીવાય બીજું જે છે તે ઇંદ્રજાળવતજ છે," જ્યારે એવો નીશ્ચય થશે, ત્યારે મનની વાસના ક્યાં જશે? જન્મ, જરા, વ્યાધી, ને મૃત્યુમાં દુઃખનું દુઃખજ છે. એકજ વાર નથી તો વારંવાર છે. એવું વારંવાર અનુસંધાન કરવાથી વાસનાઓ ઉદય પામતી નથી. જ્ઞાની પુરૂષે કોઇનો પણ સંગ કરવો નહીં એજ તેનું મુક્તી પદછે. કેમકે સંગથકી અશેષ દોષ ઉત્પન્ન થાયછે. યોગારૂઢ પણ કુસંગતથી પતીત થશે ત્યારે અલ્પ સીદ્ધીવાન પતીત થશેજ થશે. એમાં વધુ તે શું કહેવું છે? શ્રીમદ્ભાગવતમાં કહ્યુંછે કે "સ્ત્રીસંગી જે પુરૂષ તેઓનો મુક્તેચ્છુએ સંગ ત્યાગવો. ઇંદ્રીઓને શબ્દાદી વીષયોમાં પ્રવૃત્ત થવા ન દેવી, ફરવું હોય તો એકલાંજ ફરવું એકાંતમાં બેસી ચીત્તને અનંત જે ભગવાન તેને વીષે યોજવું. સર્વથા સંગનો ત્યાગ નહીં થશે તો સાધુઓનો સંગ કરવો. અને સમસ્ત વાસનાઓનો ત્યાગ નહીં થશે તો મુક્તીનીજ વાસના રાખવી. સ્ત્રી, તથા સ્ત્રી સંગીનો સંગ બુદ્ધીવાન પુરૂષોએ દુરથીજ ત્યાગવો. આળસ તજી એકાંતમાં બેસીને સ્વરૂપનું ચીંતન કરવું. જેમ જેષ્ટમાસમાં સવારથી સાંજ સુધી તડકામાં ફરે તોપણ એટલું નુકશાન શરીરને થાતું નથી કે જેવું તેજ તડકાથી તપ્ત થએલી વેકુરી કરેછે. તેમજ સ્ત્રીનો સંગ પ્રત્યક્ષ એવો અનર્થ નથી કરી શકતો કે જેટલો તેના સંગી પુરૂષ કરેછે. આવીજ રીતે સંપુર્ણ પદાર્થની સંબંધી તેવો અનર્થ ઉત્પન કરી શકતી નથી, કે જેવો તેના ભોગીનો સંગ કરેછે. મહજજનનો સંગ મુક્તીનો હેતુ છે અને કામીનો સંગ નરકનો હેતુછે. એવા એવા સાધનોથી જે પુરૂષ યુક્ત છે. તેજ અપરોક્ષ જ્ઞાનદ્વારા નીઃસંશય મુક્ત થાયછે.

દસજણ નદી તરીને પેલે કાંઠે ગયા કાંઠે ગયા. ને પોતાને ગ-

ગણુવા લાગ્યા કે આપણુામાંથી કાઈ બુડયો તો નથી? જેણે ગણુતી કરી તેણે પોતાને મુકી ગણુતી કરી. તેથી તેઓને નીશ્ચય થયો કે, આપણુામાંથી એક જણુ ડુબ્યો કારણુ કે અમે દસ જણુ હતા. પેલો પોતાને ભુલી જઇને રોવા લાગ્યો. તે વખતે એક સદ્‌ગૃહસ્થ ત્યાં આવ્યો ને પુછવા લાગ્યો કે, તમે શા માટે રૂવો છો? ત્યારે તે રોવા વાળો કહેવા લાગ્યો કે અમે દસજણા સાંમે કાંઠેથી અહીં આવવા નીકળ્યા હતા પણુ હાલ નવજ જણુ છીએ. દસમો ડુબીને મરી ગયો. સદ્‌ગૃહસ્થે આ વાત સાંભળી તેઓની ગણુતરી મનમાં કરી તો તે દસજણુ પ્રત્યક્ષ ત્યાંજ ઉભા દેખી તે બોલ્યો કે તમે રોશો નહીં દસમો છે. આવા વાક્ય સાંભળી તેને નિશ્ચય થયો કે દસમો ડુબ્યો નથી. તો આ ગૃહસ્થે તેને કંઈ પણુ જોયો હશે. હુંજ દસમો છઉં એવો નીશ્ચય ન કર્યો. તેનું નામ અપરોક્ષ જ્ઞાનનંતર સદ્‌ગૃહસ્થ બોલ્યો કે હવે ફરીથી તમે ગણુતરી કરો. જ્યારે તેણે પૂર્વવત્ પોતાને મૂકી ગણુતરી કરી, નવનેજ ગણ્યા, ત્યારે તે સદ્‌ગૃહસ્થ તેને બોલ્યો કે "દસમો તેતો તું છે." ત્યારે તેને નિશ્ચય થયો કે "દસમો તો હુંજ છઉ" એનું નામ અપરોક્ષ જ્ઞાન એમજ જેણે ગુરૂ શાસ્ત્રથી શ્રવણુ કરીને આ નિશ્ચય કર્યોછે કે કંઈ "એક બ્રહ્મ છે" પોતા વિષે નિશ્ચય નથી કર્યો કે "હું બ્રંહ્મ છું" આ પરોક્ષજ્ઞાન કહેવાય. આ પરોક્ષજ્ઞાન ગુરૂ શાસ્ત્ર પૂર્વક જેને છે તેનાં બુદ્ધિ પૂર્વક કરેલાં સંપુર્ણ પાતક અગ્નિવત્ ભષ્મ કરે છે. જ્યારે આ નિશ્ચય થયો કે "હુંજ બ્રંહ્મ છઉં" આ અપરોક્ષ જ્ઞાન કહેવાય છે. આ અપરોક્ષ જ્ઞાન ગુરૂ શાસ્ત્ર પૂર્વક જેને છે તેના મૂલા જ્ઞાન સહિત સમસ્ત સંસારને જેવો મધ્યાન્હકાળનો સુર્ય અંધકારનો નાશ કરે છે. તેમજ દુર કરે છે. અર્થાત્ જેનો જન્મ થતો નથી તે નિરતિશય આનંદને પ્રાપ્ત થાયછે.

આ પ્રકારે પરમાત્માના સ્વરૂપનું ચીંતન કરવાથી તૃપ્તિનો થતીજ નથી, પરંતુ ગ્રંથ વિસ્તારની બીકથી અલમ્ પરિપુર્ણ પરમેશ્વરને વારંવાર નમસ્કાર કરૂં છઉં. કેવા તે પરમેશ્વર છે કે જેના બેઉ નેત્ર પછવાડે ઉભી રહેલી મંદ મંદ હાસ્ય કરવા વાળી પાર્વતીએ મુદેલા હોવાથી ત્રૈલોક્યમાં અંધકાર થયો છે, તે વખતે ત્રિતિય નેત્ર ઉઘાડવાથી કૈલાશ દગ્ધ થઇ ગયો છે, એવા જે શ્રી શંકર પા-

વંતી પતિ ભગવાન તેંને વિષે પ્રથમ માહરી "દાસોહં" બુદ્ધિ હતી તે મહારાજના ત્રતિય નેત્રના સ્વભાવથી મારો "દા" કાર ભસ્મ થયો હવે "સોહં બુદ્ધિ શેષ રહી છે. પૂર્વ જન્મમાં મેં જો મહારાજને નમસ્કાર કર્યો હોતતો મને આ જન્મ પ્રાપ્ત નહીં થાત. તથા આ જન્મમાં નમસ્કાર કરવાથી આગે જન્મ થશેજ નહીં. દેહત્રયનો અભાવ થવાથી કોણ નમસ્કાર કરશે? માટે પૂર્વ જન્મના અપરાધ ક્ષમાર્થે તથા આગળ નમસ્કાર નહીં કરવો આ કૃતઘ્નતા મહાદોષ નિવારણાર્થે શ્રી શંકર પાર્વતિપતિ ભગવાન વેદ તથા શ્રી ગુરૂને વારંવાર નમસ્કાર કરૂં છઉં.

જેની ઇશ્વરને વિષે પરમ ભક્તિ[1] અને જેવી ઇશ્વરને વિષેછે તેવીજ શ્રી ગુરૂને વિષે ભક્તિ છે, તેનેજ આ મોક્ષસુધા તરંગિણીમાં કહેલા અર્થ પ્રકાશિત થશે, અન્યને થશે નહીં માટે આ ગ્રંથનું અધ્યયન ઇશ તથા શ્રી ગુરૂભક્તિ યુકત જે પ્રાણી તેઓએજ કરવું.

---

१ यस्यदेवेपराभक्तिर्यथा देवेतथागुरौ, तस्यैतेकथिताह्यर्थाःप्रकाशन्तेमहात्मन इतिश्रुतेःश्वेताश्वतरोपनिषद.

દસમો તરંગ સમાપ્ત.

ઇતિશ્રી મોક્ષસુધા તરંગિણી સમાપ્ત.

